# નિવેદન

સ્વાધ્યાય એ જ્ઞાનવૃદ્ધિને માટે જેમ ઉપયોગી છે તેમ આત્મ-ચિંતન માટેનું પણ એક જરૂરી સાધન છે. અને તેથી જ સ્વાધ્યાયની આભ્યંતર તપમાં ગણના કરવામાં આવી છે તે યથાર્થ છે.

તે આ પુસ્તકમાં આત્મચિંતનના સાધકોને ઉપયોગી થઈ શકે એવી ૧૪ જેટલી પદ્ય કૃતિઓ આપવામાં આવી છે. એ બધીય પ્રાકૃત ભાષામાં રચાયેલી છે. પ્રાકૃત ભાષા આજે ભલે આપણને અપરિચિત બની ગઈ હોય, પણ એક કાળે એ ભારતના અમુક પ્રદેશના સામાન્ય જનસમૂહની રોજિંદી ભાષા હતી, અને જૈન શાસ્ત્રોની પ્રારંભિક રચના એ ભાષામાં જ થઈ હતી. કાળક્રમે એ આમ બોલીની ભાષા મટીને શાસ્ત્રની ભાષા બની ગઈ, છતાં એ પ્રત્યેનો વિદ્વાનોનો આદર ચાલુ રહ્યાની બીના જૈન મુનિવરોની આવી પ્રાચીન–અર્વાચીન કૃતિઓથી સાબિત થાય છે.

આ કાવ્યકૃતિઓનો વિષય એના નામથી જ સ્પષ્ટ થતો હોવાથી એ માટે અહીં વિવેચન કરવાની જરૂર નથી. બીજું, આ કૃતિઓનું મૂલ્યાંકન, કાવ્યતત્ત્વની દૃષ્ટિએ નહીં કરતાં, એના ભાવની હૃદયંગમતા તેમજ સરળતાની દૃષ્ટિએ જ કરવું ઉચિત છે.

પ્રાન્તે કહેવું તો ગમે ત્યારે અવકાશના સમયે આવી કૃતિઓનું રટણ-મનન કરવાથી આત્મભાવના જાગ્રત રહે છે. આવી ભાવનાઓને સદા રાખવાની તેમ જ એનું પુનઃસર્જન કરવાની દૃષ્ટિએ ગદ્ય કરતાં પદ્ય કૃતિઓ વધુ ઉપયોગી નીવડે છે. આ દૃષ્ટિએ આ પુસ્તકમાં સંગ્રહેલી કાવ્યકૃતિઓ સૌ ધર્મપ્રેમી મહાનુભાવોને ઉપયોગી થઈ પડશે એવી આશા છે.

પરંતુ ધ્યાન રાખવા છતાં દૃષ્ટિદોષ, મતિદોષ કે મુદ્રણદોષથી આમાં ક્યાંય ભૂલ રહી જવા પામી હોય તો અમે મિચ્છામિ દુક્કડં આપીએ છીએ. અને એવી ભૂલો તરફ અમારું ધ્યાન દોરવાની આ ગ્રંથના વાચકોને વિનંતી કરીએ છીએ.

•

—પ્રકાશક

श्रीसोमसुंदरसूरिशिष्येण श्रीजिनहर्षगणिना कृतं

# गुणानुरागकुलकम्

सयलकल्लाणनिलयं, नमिऊण तित्थनाहपयकमलं।
परगुणगहणसरूवं, भणामि सोहग्गसिरिजणयं ॥१॥

અર્થ —સકલ કલ્યાણના નિવાસસ્થાન તીર્થંકર ભગવાનના ચરણકમળને નમીને સૌભાગ્યશ્રીકારક એવું પરાયા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ કહું છું ॥ ૧ ॥

उत्तमगुणाणुराओ—निवसइ हिययंमि जस्स पुरिसस्स।
आतित्थयरपयाओ, न दुल्लहा [illegible]रिद्धीओ ॥२॥

અર્થ—જે પુરુષના હૃદયમાં ઉત્તમ ગુણવાન જનો પ્રત્યે અનુરાગ વસતો હોય તેને તીર્થંકર પદ સુધીની રિદ્ધીઓ દુર્લભ નથી ॥ ૨ ॥

ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज मह निच्चं।
जेसिं गुणाणुरामो, अकित्तिमो होइ अणवरयं ॥३॥

અર્થ—તેઓ ધન્યપુણ્ય લાયક છે તેઓ પુણ્યશાળી છે અને તેઓના પ્રત્યે મારો હમેશાં નમસ્કાર હો કે જેમને વિષે નિરંતર ખરેખરો ગુણાનુરાગ રહે છે ॥ ૩ ॥

किं बहुणा भणिएणं, किं वा तविएण किं व दाणेण ।
इक गुणाणुराय, सिक्खह सुक्खाण कुलभवण ॥४॥

અર્થ—બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શું અધિક છે? એકલા ગુણાનુરાગને શીખો કે જે સુખોનું (ખાસ) ઉત્પત્તિસ્થાન છે ॥ ૪ ॥

जइवि चरसि तव विउलं, पढसि सुयं करिसि विविहकट्ठाइं ।
न धरसि गुणाणुरायं, परेसु ता निप्फलं सयलं ॥५॥

અર્થ—જો તું ભારે તપ કરે છે, શાસ્ત્ર ભણે છે અને અનેક કષ્ટ કરે છે પણ બીજાના ગુણો તરફ અનુરાગ નથી ધરતો તો એ બધું નિષ્ફળ છે ॥ ૫ ॥

सोऊण गुणुक्करिसं, अन्नस्स करेसि मच्छरं जइवि ।
ता नूणं संसारे, पराहवं सहसि सव्वत्थ ॥६॥

અર્થ—બીજાના ગુણોની પ્રશંસા સાંભળીને જો તું મત્સર કરે છે, તો તું નક્કીપણે આ સંસારમાં સઘળાં સ્થળે પરાભવ પામીશ ॥ ૬ ॥

गुणवंताण नराणं, ईसाभरतिमिरपूरिओ भणसि ।
जइ कहवि दोसलेसं, ता भमसि भवे अपारम्मि ॥७॥

અર્થ—તું ઈર્ષ્યાના ભરપૂર અંધારાથી આંધળો બનીને

ગુણવંત પુરુષોના જો કોઈ પણ રીતે લેશમાત્ર દોષ કહાડીએ, તોપણ અપાર સંસારમાં ભમીએ ॥ ૭ ॥

जं अब्भसेइ जीवो, गुणं च दोसं च इत्थ जम्मम्मि।
तं परलोए पावइ, अब्भासेण पुणो तेण ॥८॥

અર્થ—જીવ આ જ ભવમાં ગુણ અથવા દોષમાંથી જેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમાં તેને જ પામે છે ॥ ૮ ॥

जो जपइ परदोसं गुणसयभरिओ वि मच्छरभरेण।
सो विउसाणमसारो, पलालपुंज व्व पडिभाइ ॥९॥

અર્થ—જે પુરુષ પોતે સેંકડો ગુણોથી ભરેલો છતાં પણ મત્સરના આવેશથી પરાયા દોષ બોલે તે વિદ્વાન જનોમાં પરાળના પૂળા માફક કેમ અસારનો જણાય છે ॥ ૯ ॥

जो परदोसे गिण्हइ, संताऽसंतेवि दुट्ठभावेण।
सो अप्पाणं बंधइ, पावेण निरत्थएणावि ॥१०॥

અર્થ—જે પુરુષ દુષ્ટ ભાવથી છતા કે અછતા પરના દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિરર્થક પાપથી બાંધે છે ॥ ૧૦ ॥

तं नियमा मुत्तव्वं, जत्तो उपज्जए कसायग्गी।
तं वत्थुं धारिज्जा, जेणोवसमो कसायाणं ॥११॥

અર્થ—જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તે વસ્તુને

ગ્રાહકપણું સેવી રહેવું અને જેનાથી ત્યાગે તજે તે વસ્તુ ધારણ કરવી ॥૧૧॥

जइ इच्छह गुरुयत्त, तिहुयणमज्झम्मि
अप्पणो नियमा।
ता सव्वपयत्तेण परदोसविवज्जण कुणह ॥१२॥

અર્થ—જો તમે ત્રણ જગતની અંદર પોતાની મોટાઈ મેળવવા ખરેખર ઇચ્છતા હો તો સર્વ પ્રયત્નથી પારકા દોષોની નિંદા કરવાનું પૂરી રીતે વર્જન કરો ॥૧૨॥

चउहा पससणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए।
उत्तमउत्तम उत्तम-मज्झिमभावा य सव्वेसिं ॥१३॥

અર્થ—આ જગતમાં ચાર પ્રકારના પુરુષ સર્વેને પ્રશંસા કરવા યોગ્ય છે—એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ ॥૧૩॥

जे अहम अहमअहमा, गुरुकम्मा धम्मवज्जिया
पुरिसा।
ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा ॥१४॥

અર્થ—પાંચમા અધમ અને છઠ્ઠા અધમાધમ જે ભારે કર્મી અને ધર્મવર્જિત હોય છે તેઓની પણ નિંદા કરવી નહિ જોઈએ, કિંતુ તેઓ ઉપર દયા રાખવી જોઈએ ॥૧૪॥

पवगुरुमदजुव्वण-वतीण सुरहिसारदेहाण ।
जुवईण मज्झगओ, सव्वुत्तमरूववतीण ॥१५॥

आजम्मबम्भयारी, मणवयकाएहिं जो धरइ सील ।
सव्वुत्तमुत्तमो पुण, सो पुरिसो सव्वनमणिज्जो ॥१६॥

અર્થ — દરેક અંગમાં મદથી નીકળેલ આકરા યૌવન વાળી ગમનથી મહેકતા શરીરવાળી અને સર્વે કરતા ઉત્તમ રૂપવાળી સ્ત્રીઓના વચ્ચે રહીને જે પુરુષ બ્રહ્મચારી રહ્યો થકો મન વચન અને કાયાથી શીળવાન રહે તે પુરુષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઈ ને નમવા લાયક હોય છે ॥૧૫॥૧૬॥

एवविहजुवइगओ, जो रागी हुज्ज कहवि इगसमय ।
बीयसमयम्मि निंदइ, त पाव सव्वभावेण ॥१७॥

जम्ममि तम्मि न पुणो, हविज्ज रागो मणमि
जस्स कया ।
सो होइ उत्तमुत्तम-रूवो पुरिसो महासत्तो ॥१८॥

અર્થ — એવા પ્રકારની ( સર્વોત્તમ રૂપવાળી ) સ્ત્રીઓની વચ્ચે રહ્યો થકો જે પુરુષ કદાચ કોઈ પ્રકારે માત્ર એક ક્ષણવાર મનમા વિકારવમાન થાય, ( પણ આચરણમા નહિ કરવા વસ્તુ સ્વાધીન થઈ ) બીજા ક્ષણે તે ( માનસિક ) પાપને પૂર્ણ ભાવથી નિંદે અને ફરીને તે જ જન્મમાં ક્યારે પણ તેના મનમાં

તેને રાગ ઉત્પન્ન ન થાય તે પુરુષ ઉત્તમોત્તમ જાણવો. તે પણ મહાભાગ્યવાન જાણવા છે ॥૧૭॥૧૮॥

पिच्छई जुवईरूव, मणसा विंतेइ अहव खणमेग।
जो न चरइ अकज्जं, पत्थिज्जतो वि इत्थीहिं ॥१९॥

साहू वा सड्ढोवा सदारसतोससायरो हुज्जा।
सो उत्तमो मणुस्सो, नायव्वो थोवससारो ॥२०॥

અર્થ —જે પુરુષ સ્ત્રીનું રૂપ જોઈ ક્ષણવાર મનથી તેના વિષે એકાગ્ર છતા પણ અને તે સ્ત્રીઓ તેને ભોગના છતા પણ અકાર્યમાં નહિ ફને કિંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું બ્રહ્મચર્ય અન અટકાવી રાખે, અને શ્રાવક હોય તે સ્વદાર-સંતોષી રહે તે સાધુ અથવા શ્રાવક ઉત્તમ પુરુષ જાણવો. તે પુરુષ પણ અલ્પ સંસારી જાણવો ॥૧૯॥૨૦॥

पुरिसत्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थपमुहेसु।
अनुन्नमबाधाहं, मज्झिमरूवो हवइ पसो ॥२१॥

અર્થ —જે પુરુષ ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થને પરસ્પર બાધ ન આવે તે રીતે તેમાં પ્રવર્તે તે મધ્યમ પુરુષ જાણવો ॥૨૧॥

एएसिं पुरिसाण, जइ गुणगहण करेसि बहुमाणा।
तो आसन्नसिवसुहो, होसि तुम नत्थि संदेहो ॥२२॥

અર્થ —જો આરે પ્રકારના પુરુષોના ગુણોની જો ત

બહુમાન ધરી પ્રશંસા કરીશ, તે તું નજીકમાં જ મુક્તિસુખ મેળવીશ, તેમાં કશો સંદેહ નથી ॥ ૨૨ ॥

पासत्थाइसु अहुणा, सजमासिढिलेसु मुक्कजोगेसु।
नो गरिहा कायव्वा, नेव पससा सहामज्झे ॥२३॥

અર્થ:—આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા, યોગ ક્રિયાહીન પાસત્થા વગેરે યતિવેષધારી જનોની સભા મધ્યે નહિ તો નિંદા કરવી અને નહિ તો પ્રશંસા કરવી ॥ ૨૩ ॥

काऊण तेसु करुण, जइ मनइ तो पयासए मग्ग।
अह रूसइ सो नियमा, न तसि दोस पयासेइ ॥२४॥

અર્થ—તેઓ પર કરુણા લાવીને જો તેઓ માને એમ હોય તો ખરો રસ્તો બતાવવો, પણ જો તેમ કરતાં તેઓ ગુસ્સે થાય તો ખચિત આપણે તેમના દોષ નહિ પ્રકાશવા ॥૨૪॥

सपइ दूसमसमए, दीसइ थोवो वि जस्स
धम्मगुणो।
बहुमाणो कायव्वो, तस्स सया धम्मबुद्धीए ॥२५॥

અર્થ—આજના વિષમ વખતમાં જેનામાં થોડો પણ ધાર્મિક ગુણ દેખવામાં આવે તેના તરફ હંમેશાં ધર્મબુદ્ધિથી બહુમાન બતાવવું જોઈએ ॥ ૨૫ ॥

जउ परगच्छि सगच्छे, जे सविग्गा बहुस्सुया
मुणिणो।
तेसिं गुणाणुराए, मा मुचसु मच्छरप्पहओ ॥२६॥

અર્થ—જો પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન અને વિદ્વાન મુનિઓ હોય તો તેમના વખાણ મત્સરે કરીને ગુણાનુરાગ મૂકતો ના ॥૨૬॥

गुणरयणमंडियाण बहुमाण जो करेइ सुद्धमणो।
सुलहा अन्नभवंमि य, तस्स गुणा हुंति
नियमेण ॥२७॥

અર્થ—ગુણરૂપી રત્નોથી શણગારાયેલા પુરુષોનું જે શુદ્ધ મનથી બહુમાન કરે તેને બીજા ભવે તે તે ગુણો નિયમે સુલભ થઈ પડે છે ॥૨૭॥

एय गुणाणुराय, सम्म जो धरइ धरणिमज्झम्मि।
सिरिसोमसुंदरपय, सो पावइ सव्वनमणिज्ज ॥२८॥

અર્થ—આ ગુણાનુરાગને જે પુરુષ સમ્યક્ રીતે આ પૃથ્વીમાં સદા ધારણ કરે, તે શ્રીસોમસુંદર અર્થાત્ ચંદ્રમા જેવા શાંતિમય અને સર્વને નમનીય (તીર્થંકરરૂપ) પદને પામે ॥૨૮॥



# श्रीगुरुप्रदक्षिणाकुलकम्



गोअम-सुहम्म-जंबु-पभवो सिज्जंभवाइआयरिया ।
अन्नेवि जुगप्पहाणा, पइ दिट्ठे सुगुरु ते दिट्ठा ॥१॥

અર્થ—હે સદ્ગુરુજી ! આપનું દર્શન થયે છતે શ્રી ગૌતમસ્વામી, શ્રીસુધર્માસ્વામી, શ્રી જંબૂસ્વામી, શ્રી પ્રભવ સ્વામી અને સિજ્જંભવ આદિક આચાર્ય ભગવંતો તેમજ બીજા પણ યુગપ્રધાનોનું દર્શન કર્યું માનું છું ॥ ૧ ॥

अज्ज कयत्थो जम्मो, अज्ज कयत्थं च जीवियं मज्झ ।
जेण तुह दंसणामय-रसेण सित्ताइं नयणाइं ॥२॥

અર્થ—આજ મારો જન્મ કૃતાર્થ થયો, આજ મારું જીવિત સફળ થયું, કે જેથી આપના દર્શનરૂપ અમૃતરસ વડે કરીને મારા નેત્ર સિંચિત થયાં, (અર્થાત્ આપનું આકમુર દર્શન મને પ્રાપ્ત થયું ) ॥ ૨ ॥

सो देसो तं नगरं, सो गामो सो अ आसमो धन्नो ।
जत्थ पहु तुम्ह पाया विहरंति सयावि सुपसन्ना ॥३॥

અર્થ—તે દેશ, તે નગર તે ગામ અને તે આશ્રમ (સ્થાન) ધન્ય છે કે જ્યાં હે પ્રભુ ! આપ સદાય સુપ્રસન્ન થયા વિચરો છો અર્થાત્ વિહાર કરો છો ॥ ૩ ॥

हरया ते सुकयत्था, जे किंईकम्म कुणाति तुह वयणे।
वाणी बहुगुणखाणी, सुगुरुगुणा वण्णिआ जीए ॥४॥

અર્થ:—તે હાથ કૃતાર્થ છે કે જે આપના આદેશે કાર્યાવર્ત્ત ચલન કરે છે અને તે વાણી (જિહ્વા) બહુ ગુણવાળી છે કે જે વડે સદ્ગુરુના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે ॥૪॥

अवयरिया सुरधेणू, सजाया मह गिहे कणयवुट्ठी।
दारिद्द अज्ज गय, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥५॥

અર્થ:—હે સદ્ગુરુ! આપનું મુખકમલ દીઠે છતે આજ કામધેનુ મારા ઘર આંગણે આવી ગઈ છું તેમ જ સુવર્ણ વૃષ્ટિ થઈ ગઈ છે અને આજથી મારું દારિદ્ર દૂર થયું માનું છું ॥૫॥

चिंतामणिसारिच्छ, समत्त पाविय मए अज्ज।
संसारो दूरीकओ, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥६॥

અર્થ:—હે સદ્ગુરુ! આપનું મુખકમલ દીઠે છતે ચિંતામણિ રત્ન સરખું સમકિત મને પ્રાપ્ત થયું અને તેથી સંસારનો અંત થયો માનું છું ॥૬॥

जा रिद्धी अमरगणा, भुंजता पियतमाइसजुत्ता।
सा पुण किंचियमित्ता, दिट्ठे तुह सुगुरु
मुहकमले ॥७॥

અર્થઃ—હે સદ્ગુરુ! આપનું મુખકમલ દીઠે છતે જે ઋદ્ધિ દેવતાઓ પોતાની દેવાંગનાદિક સહિત ભોગવે છે તે મારે કંઈ હિસાબમાં નથી ॥ ૭॥

मणवयकायेहिं मए, ज पाव अज्जिय सया [मयवं]।
त सय अज्ज गय, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥८॥

અર્થઃ—હે સદ્ગુરુ! આપનું મુખકમલ દીઠે છતે મન, વચન, કાયાથી મેં જે પાપ આજ પર્યંત ઉપાર્જન કર્યું છે તે બધું આજે સ્વતઃ નષ્ટ થયું માનું છું ॥ ૮॥

दुल्लहो जिणिंदधम्मो, दुल्लहो जीवाण माणुसो जम्मो।
लद्धेपि मणुअजम्मे, अइदुल्लहा सुगुरुसामग्गी ॥९॥

અર્થઃ—જીવોને સર્વજ્ઞભાષિત ધર્મ પામવો દુર્લભ છે તથા મનુષ્યજન્મ મળવો દુર્લભ છે અને તે મનુષ્યજન્મ મળે છતે પણ સદ્ગુરુરૂપ સામગ્રી મળવી અતિ દુર્લભ છે ॥ ૯॥

जत्थ न दीसति गुरु, पच्चूसे उट्ठिएहिं सुपसन्ना।
तत्थ कह जाणिज्जइ, जिणवयण अमिअसारिच्छ ॥१०॥

અર્થઃ—જ્યાં પ્રભાતે ઉઠતાં જ સુપ્રસન્ન ગુરુનાં દર્શન થતાં નથી ત્યાં અમૃત સદૃશ જિનવચનનો લાભ શી રીતે થઈ શકે? ॥ ૧ ॥

हत्था ते सुकयत्था, जे किंई कम्म कुणंति तुह चलणे।
वाणी बहुगुणखाणी, सुगुरुगुणा वण्णिआ जीए ॥४॥

અર્થ:—તે હાથ સુકૃતાર્થ છે કે જે આપના ચરણે દાસત્વપણું વહન કરે છે અને તે વાણી (જિહ્વા) બહુ ગુણવાળી છે કે જે વડે સદ્ગુરુના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે ॥૪॥

अवयरिया सुरधेणू सजाया मह गिहे कणयवुट्ठी।
दारिद्दं अज्ज गयं, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥५॥

અર્થ:—હે સદ્ગુરુ! આપનું મુખકમળ દીઠે છતે આજ કામધેનુ મારા ઘર આંગણે આવી ગઈ છે તેમ જ સુવર્ણ વૃષ્ટિ થઈ ગઈ છે અને આજથી મારું દારિદ્ર દૂર થયું માનું છું ॥૫॥

चिंतामणिसारिच्छं, समत्त पाविय मए अज्ज।
ससारो दूरीकओ, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥६॥

અર્થ:—હે સદ્ગુરુ! આપનું મુખકમળ દીઠે છતે ચિંતામણિ રત્ન સરખું સમકિત મને પ્રાપ્ત થયું અને તેથી સંસારનો અંત થયો માનું છું ॥૬॥

जा रिद्धी अमरगणा, भुंजता पियतमाइसंजुत्ता।
सा पुण कित्तियमित्ता, दिट्ठे तुह सुगुरु
मुहकमले ॥७॥

अहो ते निज्जिओ कोहो, अहो माणो पराजिओ।
अहो ते निक्खिया माया, अहो लोहो वसीकिओ ॥१४॥

અર્થ—અહો! આપે ક્રોધનો કેવો જય કર્યો છે! માનનો કેવો પરાજય કર્યો છે! માયાને કેવી દૂર કરી છે! અને લોભને કેવો વશ કર્યો છે! ॥ ૧૪ ॥

अहो ते अज्जवं साहु, अहो ते साहु मद्दवं।
अहो ते उत्तमा खन्ती, अहो ते मुत्ति उत्तमा ॥१५॥

અર્થ—અહો! આપનું આર્જવ (સરલપણું) કેવું ઉત્તમ છે! અહો! આપનું માર્દવ (નમ્રપણું) કેવું રૂડું છે! અહો! આપની ક્ષમા કેવી ઉત્તમ છે! અને આપની સંતોષ વૃત્તિ કેવી શ્રેષ્ઠ છે ॥ ૧૫ ॥

इह सि उत्तमो भंते, पच्छा होहिसि उत्तमो।
लोगुत्तमुत्तमं ठाणं, सिद्धिं गच्छसि नीरओ ॥१६॥

અર્થ—હે ભગવંત! આપ અહીં પ્રગટ જ ઉત્તમ છો. વળી આપ પછી પણ (જન્માન્તરમાં) ઉત્તમ થવાના છો. અને અંતે પણ કર્મમળને ટાળીને આપ મોક્ષ નામનું સર્વોત્તમ સ્થાન જ પામવાના છો ॥ ૧૬ ॥

आयरियनमुक्कारो, जीव मोएइ भवसहस्साओ।
भावेण किरमाणो, होइ पुणो बोहिलाभाए ॥१७॥

અર્થ—આચાર્ય મહારાજને કરેલો નમસ્કાર જીવને

હવેથી અમે ભવભવ થકી મુક્ત કરે છે અને તે ભાવ સહિત કરવામાં આવતો નમસ્કાર જીવને સમકિતનો લાભ આપે છે ॥૧૭॥

आयरियनमुक्कारो, सव्वपावप्पणासणो।
मगलाण च सव्वेसिं, तइय हवइ मगलं ॥१८॥

અર્થ —આચાર્યને ભાવસહિત કરેલો નમસ્કાર સર્વ પાપને પ્રાયે કરીને નાશ કરનારો થાય છે અને તે સર્વ મંગલમાં ત્રીજુ મંગલ છે ॥૧૮॥



# सविग्नसाधुयोग्य नियमकुलकम्



दुसमणिक्कपईवसम, वीर नियगुरुपए अ नमिऊण ।
विरइभरदक्खिआण, जुग्गे नियमे पवक्खामि ॥१॥

અર્થ:—દુષ્ષમ કાળને વિષે એક (અસાધારણ) પ્રદીપ સમાન શ્રી વીર પ્રભુને અને નિજ ગુરુના ચરણકમળને નમીને સર્વ વિરતિવંત-સાધુ જનો યોગ્ય (સુખે નિર્વાહ થઇ શકે એવા) નિયમો હું (સોમસુંદરસૂરિ) કહીશ. ॥૧॥

निअउअरपूरणफला, आजीविअमित्त होइ पवज्जा ।
धूलिहडीरायत्तणज्जा-सरिसा सव्वेसिं
हसणिज्जा ॥२॥

અર્થ:—યોગ્ય નિયમોનું પાલન કર્યા વગરની પ્રવ્રજ્યા (દીક્ષા) કેવળ નિજ ઉદર પૂરણ કરવા રૂપ આજીવિકા ચલાવવા માત્ર ફળવાળી કહી છે અને એવી દીક્ષા (તે) ધૂળીના રાજા (ધૂલિરાજ)ના જેવી સહુ કોઈને હસવા યોગ્ય બને છે ॥૨॥

तम्हा पचायारा–राहणहेउ गहिज्ज इअ निअमे ।
लोआइकट्ठरूवा, पव्वज्जा जह भवे सफला ॥३॥

અર્થ:—તે માટે પંચાચાર (જ્ઞાન-દર્શન ચારિત્ર-તપ-

વીર્ય આચાર )ના આરાધન હેતે લોચાદિક કષ્ટ નિયમિ ગ્રહણ કરવા જોઈએ કે જેથી (આચારેથી) ભવભ્રમણ સહેજ અલ્પ ॥ ૩ ॥

नाणाऽऽराहणहेउ, पइदिणमह पंचगाहपढणं मे।
परिवाडीओ गिण्हे, पणगाहा ण च सद्दा य ॥४॥

અર્થ—જ્ઞાન આરાધન હેતે માટે હમેશા પાંચ ગાથાએ ભણવી, કંઠાગ્ર કરવી અને પરિપાટીથી (ક્રમવાર) પાંચ પાંચ ગાથાનો અર્થ ગુરુ સમીપે ગ્રહણ કરવો ॥ ૪ ॥

अण्णेसिं पढणत्थं, पणगाहाओ लिहेमि तह निच्चं।
परिवाडीओ पंच य, देमि पढंताण पयदियह ॥५॥

અર્થ:—વળી હું બીજાઓને ભણવા માટે હમેશાં પાંચ ગાથાએ લખું અને ભણનારાઓને હમેશા પરિપાટીથી (ક્રમવાર) પાંચ પાંચ ગાથા આપુ (ભણાવું-અર્થ ભણવું વગેરે) ॥ ૫ ॥

वासासु पंचसया, अट्ठय सिसिरे अ तिन्नि गिम्हंमि।
पइदियह मज्झाय करेमि सिद्धंतगुणणेण ॥६॥

અર્થ —સિદ્ધાંત-પાઠ ભણવા વડે વર્ષા ઋતુમાં પાંચસે, શિશિર ઋતુમાં આઠસો અને ગ્રીષ્મ ઋતુમાં ત્રણસે ગાથા પ્રમાણ નવકાર ધ્યાન સ્વાધ્યાય કર્યા કરૂં ॥ ૬ ॥

परमिट्ठिनवपयाण, सयमेग पयत्तिण समरामि अह।
अह दंसणआयारे, गहेमि नियमे इमे सम्मं ॥७॥

અર્થ:—પરમેષ્ઠી નવકાર (નવકાર મહામંત્ર)નું એકસો વાર હું સદાય રટણ કરું હવે દર્શનાચારના આ (નીચે કહેલા) નિયમોને સારી રીતે ગ્રહણ કરું છું ॥ ૭ ॥

देवे वंदे निच्चं, पणसक्कत्थएहिं एकवारमह।
दोतिन्निय वा वारा, पइजाम वा जहासत्ति ॥८॥

અર્થ:—પાંચ શક્રસ્તવ વડે સદાય એક વખત દેવ વંદન કરું જ અથવા બે વખત, ત્રણ વખત કે પહોરે પહોરે યથાશક્તિ આળસ રહિત દેવવંદન કરું ॥ ૮ ॥

अट्ठमीचउद्दस्सीसु, सव्वाण वि चेइयाइ वंदिज्जा।
सव्वेवि तहा मुणिणो, सेसदिणे चेइअं इक्कं ॥९॥

અર્થ:—દરેક અષ્ટમી ચતુર્દશીને દિવસે સઘળા દેરાસરે જુહારવાં તેમ જ સઘળાય મુનિજનોને વાંદવા. ત્યારે બાકીના દિવસે એક દેરાસરે (તો) અવશ્ય જવું ॥ ૯ ॥

पइदिण तिन्निय वारा, जिट्ठे साहू नमामि निअमेण।
वेयावच्चं किंची, गिलाण-वुड्ढाइण कुव्वे ॥१०॥

અર્થ:—હમેશા વડીલ સાધુને નિત્ય ત્રણ વાર (ત્રિકાળ) વંદન કરું જ અને બીમાર ગ્લાન (વ્યાધિગ્રસ્ત) તેમ જ વૃદ્ધાદિક મુનિજનોનું વૈયાવચ્ચ યથાશક્તિ કરું ॥ ૧૦ ॥

अह चारित्तायारे, निअमग्गहण करेमि भावेण।
वहिभूगमणाईसु, वज्जे वत्ताइ ईरियस्स ॥११॥

અર્થ—હવે ચારિત્રાચાર વિષે નીચે મુજબ નિયમો ભાવ સહિત અભિગ્રહ કરું છું. ૧ ઈર્યાસમિતિ-વડી નીતિ લઘુનીતિ કરવા, અથવા આહાર પાણી વહોરવા જતાં ઈર્યાસમિતિ પાળવા માટે (જીવ રક્ષા અર્થે) વાટમાં વાતચીત વગેરે કરવાનું હું વર્જું-ત્યાગ કરું ॥૧૧॥

अपमज्जियगमणम्मि अ, सहासा पमज्जिउं च
उवविसणे।
पाउछणय च वि, उवविसणे पचनमुक्कारा ॥१२॥

અર્થ—અપ્રમાર્જ્ય પૂંજ્યા-પ્રમાર્જ્યા વગર ચાલ્યા જવાય તો, તેમ જ પડિલેહ્યા પ્રમુખ સહસા પડિલેહ્યા વગર બેસી જવાય તો, અને કટાસણા (કાંબળી) વગર બેસી જવાય તો (તત્કાળ) પાંચ નમસ્કાર કરવા (પાંચ ખમાસમણાં દેવા અથવા પાંચ નવકાર મંત્રનો જાપ કરવો.) ॥૧૨॥

उग्घाडेण मुहेणं, नो भासे अहव जत्तिया वारा।
भासे सच्चिअमित्ता, लोगस्स करेमि उस्सग्ग ॥१३॥

અર્થ—૨ ભાષાસમિતિ-ઉઘાડે મુખે (મુહપત્તિ રાખ્યા વગર) બોલું જ નહિ તેમ છતાં ભૂલથી જેટલી વાર ઉઘાડે મુખે બોલી જાઉં તેટલી વાર (ઇરિયાવહીપૂર્વક) લોગસ્સનો કાઉસ્સગ્ગ કરું ॥૧૩॥

असणे तह पडिक्कमणे, वयणं वज्जे
विसेसकज्ज विणा।

सक्कीयमुवाहिं च तहा, पडिलेहतो
न भेमि सया ॥१४॥

અર્થ—આહાર પાણી કરતાં તેમ જ પ્રતિક્રમણ કરતાં કોઈ મહત્ત્વના અર્થ વગર કોઈને કાંઈ કહું નહિ એટલે કે કોઈ સાથે વાર્તાલાપ કરું નહિ. એ જ રીતે આપણી (સુખે નિર્વાહ થાય અને ઉપયોગમાં કાંઈ કામ એટલી બધી) ઉપધિની પડિલેહણા કરતાં હું કાંઈ બોલું નહિ ॥ ૧૪ ॥

असुजले लब्भते, विहरे नो धावण सक्कज्जेण।
अगलिअजल न विहरे, जरवाणीय विसेसेण ॥१५॥

અર્થ—૩ એષણાસમિતિ-બીજા નિર્જીવ પ્રાસુક (નિર્જીવ) જળ મળતાં હોય ત્યાં સુધી પોતાને પ્રયોજન (ખપ) છતાં ધોવણ (કાચુ જળ) હું ગ્રહણ કરું નહિ. વળી અણગળ (ગાળ્યા વગરનું) જળ હું લઉં નહિ અને જરણાથી (ઝરેલું) તો વિશેષે કરીને લઉં નહિ ॥ ૧૫ ॥

सक्कीयमुवाहिमाइ, पमज्जिउ निक्खिवेमि
गिण्हेमि।
जइ न पमज्जेमि तओ, तत्थेव कहेमि
नमुक्कार ॥१६॥

અર્થ:—૪ આદાન-નિક્ષેપણાસમિતિ-આપણી પોતાની ઉપધિ પ્રમુખ પૂંજી-પ્રમાર્જીને તેને ભૂમિ ઉપર સ્થાપન

કરું તેમ જ ભૂમિ ઉપરથી ઊતરવું કરું એ તેમ પૂજવા-પ્રમાર્જવામાં ગાફેલ થાય તો ત્યાં જ નવકાર મહામંત્રનો ઉચ્ચાર કરું (નવકાર ગણું) ॥ ૧૬ ॥

जत्थ य तत्थ य उज्झणि, दंडगउवहीण
अविलं कुव्वे ।
सयमेग सज्झाय, उस्सग्गे वा गणेमि अहं ॥१७॥

અર્થ —દાંડા પ્રમુખ પોતાની ઉપધિ જ્યાં ત્યાં (અસ્તવ્યસ્ત, ક્રમ વગર વગર) મૂકી દેવાય તો તે બદલ એક આયંબિલ કરું અથવા ઊભા ઊભા કાઉસ્સગ્ગ મુદ્રાએ રહી એકસો શ્લોક વા સો ગાથા જેટલું સજ્ઝાય ધ્યાન કરું ॥૧૭॥

मत्तगपरिट्ठवणम्मि अ, जीवविणासे करेमि निव्विय ।
असिहीइ विहरिऊण, परिठवणे अविल कुव्वे ॥१८॥

અર્થ —પ પરિઠાવણિયા સમિતિ-લઘુનીતિ કે બેઝાડિનું ભાજન પરઠવતાં કોઈ જીવનો વિનાશ થાય તો નિવી કરું અને અવિધિથી (સદોષ) આહાર પાણી પ્રમુખ વહોરીને પરઠવતાં એક આયંબિલ કરું ॥ ૧૮ ॥

अणुजाणह जस्सुग्गहो, करेमि उच्चारसत्तगट्ठाणे।
तह सन्ना-डगलग जोग, कप्पतिप्पाइ वोसिरे
तिसगं ॥१९॥

અર્થ —વડીનીતિ કે લઘુનીતિ કરવાના કે પરઠવવાના

આને અણુજાણહ જસ્સુગ્ગહો' પ્રથમ કહું, તેમ જ તે લઘુ-વડી નીતિ પાછી લેપ અને ઠલ્લ પ્રમુખ પરઠવ્યા પછી ત્રણ વાર વોસિરે કહું ॥૧૯॥

रागमये मणवयणे, इक्किक्क निव्विय करेमि अह।
कायकुचिट्ठाए पुणो उववास अबिल वा वि ॥२०॥

અર્થ:—મન વચન કાયગુપ્તિ— મન અને વચન રાગભય-રાગાકુળ થાય તો હું એક નિવી કરું અને જો કાયકુચેષ્ટા થાય-કુભાવ જાગે તો ઉપવાસ અથવા આયંબિલ કરું ॥ ૨૦ ॥

सेंदियमाईण वहे, इंदिअसखा करेमि निव्वियया।
भयकोहाइवसेण, अलीयवयणमि अंबिलय ॥२१॥

અર્થ:—અહિંસાવ્રતે-એ ઇંદ્રિય પ્રમુખ જીવની વિરાધના (આકુટ્ટિ) મારા પ્રમાદાચરણથી થઈ જાય તો તેની ઇંદ્રિયો જેટલી નિવીઓ કરું સત્યવ્રતે ભય, ક્રોધ, લોભ અને હાસ્યાદિકને વશ થઈ જઈ જૂઠું બોલી જાઉં તો આયંબિલ કરું ॥ ૨૧ ॥

पढमालियाइ न गिण्हे, घयाइ धरयूण गुरुअदिट्ठाणं।
दढगतप्पणगाइ, अदिन्नगहणे य अंबिलय ॥२२॥

અર્થ:—અસ્તેય વ્રતે—પઢમાલિયા (પ્રથમ ભિક્ષા)મા આવેલા જે ઘૃતાદિક પદાર્થ તે ગુરુ મહારાજને દેખાડ્યા વગરના હોય તે હું લઉં નહિ (વાપરું નહિ) અને દાંડ,

વર્ષથી વધારે ઓચ્છવની રજા વગર હઉં-ચરું તો આયંબિલ કરું ॥ ૨૨ ॥

एगित्थीहिं वत्तिं न करे परिवाडिदाणमवि सार्सि।
इगवरिसारिहमुवहिं, ठावे अहिग न ठावेमि ॥२३॥

અર્થ—એકલી સ્ત્રી સાથે વાર્તાલાપ ન કરું અને સ્ત્રીઓને (સ્વતંત્ર) ભણાવવું નહિ. પરિપાટીપરિ હારવતે—એક વર્ષ યોગ્ય (આટલે તેટલી જ) ઉપધિ રાખું પણ એથી અધિક ન જ રાખું ॥૨૩॥

पत्तगटुप्परगाइ, पनरस उवरिं न चेव ठावेमि।
आहाराण चउण्ह, रोगे वि अ सनिहि न करे ॥२४॥

અર્થ—પાત્રાં અને ટપરા પ્રમુખ પંદર ઉપરાંત ન જ રાખું તથા રાત્રિએ જળવિરમણમને—અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ રૂપ ચાર પ્રકારના આહારનો (લેશમાત્ર) સંનિધિ, રોગાદિક કાંઈ પણ રાખું-કરું નહિ ॥ ૨૪ ॥

महरोगे वि अ काढ, न करेमि निसाइ पाणीय न पिवे
साय टोघडियाण, मज्झ नीरपि न पिवेमि ॥२५॥

અર્થ:—મહાન્ રોગ થયો હોય તોપણ ક્વાથ ન કરું—ઉકાળો પીઉં નહીં તેમ જ રાત્રી સમયે જળપાન કરું નહિ અને સાંજ બેઘડી જે બાકીમાં (સૂર્યાસ્ત પહેલાની બે ઘડીના સમયમાં) જળપાન પણ કરું નહિ, તો પછી બીજા અશનાદિક આહાર કરવાની તો વાત જ શી? ॥ ૨૫ ॥

अहवा निच्छिअ सूरे, काले नीर करेमि सयाकाल।
अणहारोसहसनिहि-मवि नो ठवेमि वसहीए ॥२६॥

અર્થ—અથવા સૂર્ય નિશ્ચે દેખાતે છતે જ ઉચિત અવસરે સદાય જળપાન કરી લેઉં-સૂર્યાસ્ત પહેલા જ સર્વ આહાર સંબંધી પચ્ચક્ખાણ કરી લઉં અને અણાહારી ઔષધનો સંનિધિ પણ ઉપાશ્રયમાં રાખું-રખાવું નહિ ॥૨૬॥

तवमायारे गिण्हे अह नियमे कइवि सत्तीए।
ओगाहिय न कप्पइ, छट्ठ इतव विणा उ जोग
च ॥२७॥

અર્થ—હવે તપ આચાર વિષે કેટલાક નિયમો શક્તિ અનુસારે કહું છું, છઠ્ઠ (બે સાથે બે ઉપવાસ) આદિક તપ કર્યો હોય તેમજ યોગ વહન કરતો હોઉં તે વગર મને અવગ્રહિત ભિક્ષા લેવી કલ્પે નહિ ॥૨૭॥

निव्वियतिग च अंबिल-दुग विणु नो करेमि
विगयमह।
मिगइ दिण सडाई-णक्कारनियमो अ
जाजीव ॥२८॥

અર્થ—બારમાસ ત્રણ નિવીઓ અથવા બે આયંબિલ કર્યા વગર હું વિગઈ (દૂધ દહીં ઘી પ્રમુખ) વાપરું નહિ

અને વિગય વાપરું તો દિવસે અંઠ પ્રમુખ વિવિધ (ચાલે ભેગીને નહિ વાપરવાનો) નિયમ આવજીવ સુધી પણ ॥૨૮॥

निव्वियाइ न गिण्हे, निव्वियतिगमज्झि विगइ दिवसे अ।
विगइ नो गिन्हेमि य, दुन्नि दिणे कारण मुत्तु ॥२९॥

અર્થઃ—ત્રણ નિવી લાગોલાગ થાય તે કારણવિના તેમજ વિગઈ વાપરવાના દિવસે નિવિયાતા ગ્રહણ કરું નહિ-વાપરું નહિ તેમજ બે દિવસ સુધી લાગટ કોઈ તેવા પુષ્ટ કારણ વગર વિગઈ વાપરું નહિ ॥ ૨૯ ॥

अट्ठमीचउद्दसीसु, करे अह निव्वियाइ तिन्नेव।
आबिलदुग च कुज्जे उववास वा जहासत्ति ॥३०॥

અર્થ—પ્રત્યેક આઠમી અને ચતુર્દશીને દિવસે શક્તિ હોય તો ઉપવાસ કરું નહિ તો તે બદલ બે આયંબિલ અથવા ત્રણ નિવીઓ પણ કરી આપું ॥ ૩૦ ॥

दव्वखित्ताइगया, दिणे दिणे अभिग्गहेअव्वा।
जीयम्मि जओ भणिअं पच्छित्तमभिग्गहाभावे ॥३१॥

અર્થ—પ્રતિદિન દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવરૂપ અભિગ્રહ ધારણ કરવા જેમ કે અભિગ્રહ ન ધારીએ તો પ્રાયશ્ચિત્ત આવે એમ જીતકલ્પમાં લખ્યું છે ॥ ૩૧ ॥

---

અમુક વસ્તુ અમુક સ્થળે અમુક વખતે અને અમુક રીતે મળે તો જ [ આ વખતે લેવી એવા પ્રકારની વિશિષ્ટ પ્રતિજ્ઞા ધારવી તે.

विरियायारनियमे गिन्हे कइअवि जहासत्ति ।
दिण पण गाहाइण, अत्थ गिन्हे मणेण सया ॥३२॥

અર્થ—વીર્યાચાર સંબંધી કેટલાક નિયમો યથાશક્તિ હું ગ્રહણ કરું છું. સદા સર્વદા પાંચ ગાથાદિકના અર્થ હું ગ્રહણ કરી મનન કરું ॥ ૩૨ ॥

पण वार दिण मज्झे, पमायपत्ताण देमि हियसिक्ख ।
एग परिठवेमि अ, मत्तय सव्वसाहूण ॥३३॥

અર્થ—આખા દિવસમાં સંયમ માર્ગમાં (ધર્મકાર્યમાં) પ્રમાદ કરનારાઓને હું પાંચ વાર હિતશિક્ષા (શિખામણ) આપું અને સર્વ સાધુઓને એક માત્રક (પરઠવવાનું ભાજન) પરઠવી આપું ॥ ૩૩ ॥

चउवीस वीस वा, लोगस्स करेमि काउस्सग्गम्मि ।
कम्मक्खयट्ठा पइदिण, सज्झाय वा वि तम्मित्त ॥३४॥

અર્થ—પ્રતિદિવસ કર્મક્ષય અર્થે ચોવીસ કે વીસ લોગસ્સનો કાઉસગ્ગ કરું અથવા એટલા પ્રમાણમાં સજ્ઝાય ધ્યાન કાઉસગ્ગમાં રહી સ્થિરતાથી કરું ॥ ૩૪ ॥

निद्दाइपमाएण, मडलिभगे करेमि अबिलय ।
नियमा करेमि एग, विस्सामणय च साहूण ॥३५॥

અર્થ—નિદ્રાદિક પ્રમાદવડે મંડલીનો ભંગ થઈ જાય (મંડળીમાં બરાબર વખતે હાજર ન થઈ શકું) તો એક

આલોચિત કરું અને બહુ સાધુજનોની એક વખત વિશ્રામણા—વૈયાવચ્ચ નિત્યે કરું ॥ ૩૫ ॥

सेह गिलाणाइण, विणावि सघाडयाइसयए ।
पडिलेहणमडगपरि–ठवणाइ कुव्व जहासत्ति ॥३६॥

અર્થ:—સંઘાડાદિકનો કોઈ સંબંધ ન હોય તોપણ લઘુ શિષ્ય (નવા) અને ગ્લાન સાધુ પ્રમુખનું પડિલેહણ કરી આપું તેમજ તેમના મેલ પ્રમુખ મળની કુંડીને પરઠવવા વગેરે કામ પણ હું યથાશક્તિ કરી આપું ॥ ૩૬ ॥

वसहीपवेसि निग्गमि, निसीहि-आवस्सियागे विस्सरणे ।
पायाऽपमज्जणे वि य, सरपेव कहेमि नवकार ॥३७॥

અર્થ:—વસતિ (ઉપાશ્રય-સ્થાન) માં પ્રવેશ કરતાં નિસીહિ અને તેમાંથી નીકળતાં આવસ્સહી કહેવી ભૂલી જાઉં તેમજ ગામમાં પેસતાં કે નીકળતાં પગ પૂંજવા વીસરી જાઉં તો (યાદ આવે તે જ સ્થળે) નવકાર મંત્ર ગણું ॥૩૭॥

भयव पसाउ करिउ इच्छाइ अभासणम्मि वुड्ढेसु ।
इच्छाकाराऽकरणे, लहुसु साहूसु कज्जेसु ॥३८॥

सव्वत्थवि खलिएसु, मिच्छाकारस्स अकरणे तह य ।
सयमन्नाउ वि सरिए, कहियव्वो पंच नवकारो ॥३९॥

અર્થ:—કાર્ય પ્રસંગે વૃદ્ધ સાધુઓને 'હે ભગવન્! પસાય કરી' અને લઘુ સાધુને 'ઇચ્છકાર' એટલે તેમની ઇચ્છા અનુસારે જ કામનું કહેવું ભૂલી જાઉં તેમ જ સર્વત્ર જ્યારે જ્યારે ભૂલ પડે ત્યારે ત્યારે 'મિચ્છાકાર' એ લે 'મિચ્છા મિ દુક્કડં' એમ કહેવું જોઈએ તે વીસરી જાઉં તો જ્યારે મને પોતાને સાંભરી આવે અથવા કોઈ હિતસ્વી સંભારી આપે ત્યારે તત્કાળ મારે નવકાર મંત્ર ગણવો. ॥ ૩૮ ॥ ૩૯ ॥

वुड्ढस्स विणा पुच्छ, विसेसयत्थु न देमि गिण्हे वा।
अप्पपि अ महकज्ज, वुड्ढ पुच्छिय करेमि सया ॥४०॥

અર્થ:—વૃદ્ધ (વડીલ)ને પૂછ્યા વગર વિશેષ વસ્ત (અથવા વસ્તુ) લઉં કે દઉં નહિ અને મોટાં કામ વૃદ્ધ (વડીલ)ને પૂછીને જ સદાય કરું. અલ્પ પૂછ્યા વગર કરું નહિ ॥૪૦॥

दुब्बलसघयणाण वि एए नियमा सुहावहा पाय।
किंचिवि वेरग्गेण गिहिवासो छड्डिओ जेहिं ॥४१॥

અર્થ:—જેમનો શરીરનો બાંધો નબળો છે એવા દુર્બળ સંઘયણવાળા છતાં પણ જેમણે કંઈક વૈરાગ્યથી ગૃહસ્થવાસ છોડ્યો છે તેમને આ ઉપર જણાવેલ નિયમો પ્રાયઃ સુખદ છે ॥૪૧॥

सपइकाले वि इम, जाउ सम्म करेइ नो निअमे।
सो साहुत्त गिहित्तण, उभयभट्ठो मुणेयव्वो ॥४२॥

અર્થ—પ્રમાદ મને પણ સુખે પાળી શકાય એવા આ નિયમોને જે આદરે-પાળે નહિ, તે સાધુપણાથી અને ગૃહસ્થપણાથી ઉભયભ્રષ્ટ થયો જાણવો ॥૪૨॥

जस्स हिअयम्मि भावो, थोवो वि न होइ
नियमगहणमि।
तस्स कहण निरत्थय–मसिरावणि कूवखणणं
व ॥४३॥

અર્થ—જેના હૃદયમાં ઉક્ત નિયમો ગ્રહણ કરવાનો લગારે ભાવ ન હોય તેમને આ નિયમ સંબંધી ઉપદેશ કરવો એ (ચિત્ત)-ઘર વગરના સ્થળે કૂવો ખોદવા જેવો નિરર્થક-નિષ્ફળ થાય છે ॥૪૩॥

संघयण-काल-बल-दूसमा–रयालंबणाइं घित्तुण।
सव्वं चिअ नियमधुरं, निरुज्जमाओ
पमुच्चंति ॥४४॥

અર્થ—(નબળા) સંઘયણ, કાળ, બળ અને દુષમ આરો એ આદિ દીવાં આલંબન પકડીને પુરુષાર્થ વગરના પામર જીવો આળસ પ્રમાદથી બધી નિયમ ધુરાને છોડી દે છે ॥૪૪॥

वुच्छिन्नो जिणकप्पो पडिमाकप्पो अ संपइ नत्थि।
सुद्धो अ थेर कप्पो, संघयणाईण हाणीए ॥४५॥

तहवि जइ एअ नियमा–राहणविहिए

जएज्ज चरणम्मि।

सम्ममुवउत्तचित्तो, तो नियमाराहगो होई ॥४६॥

અર્થ:—(સમ્રતિ કાળે) જિનકલ્પ વ્યુચ્છિન્ન થએલો છે. વળી પ્રતિમાકલ્પ પણ અત્યારે વર્તતો નથી. તથા સંઘયણ ધૃતિની હાનિથી શુદ્ધ સ્થવિરકલ્પ પણ પાળી શકતો નથી. તોપણ જે મુમુક્ષુઓ આ નિયમોના આરાધન વિધિ વડે સમ્યગ ઉપયુક્ત ચિત્ત થઈ ચારિત્ર સેવનમાં ઉજમાળ બનશે તો તે નિયમા–નિશ્ચે આરાધક ભાવને પામશે ॥૪૫॥૪૬॥

एए सव्वे नियमा, जे सम्मं पालयंति वेरग्गा।

तेसिं दिक्खा गहिआ, सफला सिवसुहफल

देइ ॥४७॥

અર્થ:—આ સર્વે નિયમોને જે (શુભાશયો) વૈરાગ્યથી સમ્યગ્ રીતે પાળે છે આરાધે છે તેમની ગ્રહણ કરેલી દીક્ષા સફળ થાય છે એટલે તે શિવસુખફળને આપે છે ॥૪૭॥

---

# पुण्यकुलकम्

सपुण्णइंदियत्तं, माणुसत्तं च आरियत्तं च ।
जाइ-कुल जिणधम्मो, लब्भंति पभूयपुण्णेहिं ॥१॥

અર્થ:—સંપૂર્ણ ઇન્દ્રિયપણું-કોઈ પણ જાતની ખોડખાંપણ વગરની પાંચે (પાંચ) ઇન્દ્રિયોની પ્રાપ્તિ, મનુષ્યપણું આર્ય દેશમાં અવતાર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ અને વીતરાગ કથિત જૈનધર્મ-એ બધાય વાનાં પ્રભૂત (પુષ્કળ) પુન્યથી પ્રાપ્ત થઈ શકે છે ॥૧॥

जिणचलणकमलसेवा, सुगुरुपायपज्जुवासणं चेव ।
सज्झायवायवडत्तं, लब्भंति पभूयपुण्णेहिं ॥२॥

અર્થ:—જિન-અરિહંતના ચરણકમળની સેવા-ભક્તિ સદ્‌ગુરુના ચરણની પર્યુપાસના સજ્ઝાય ધ્યાન તથા ધર્મ વાદમાં વડાપણ એ બધાંએ વાનાં પ્રભૂત પુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે ॥ ॥

सुद्धो बोहो सुगुरूहिं, संगमो उवसम दयालुत्तं ।
दक्खिण्णकरण अ, लब्भंति पभूयपुण्णेहिं ॥३॥

અર્થ:—શુદ્ધ બોધિબીજ રૂપ સમકિતરત્નનું પામવું,

---

૧ "ઉપ્પણ્ણ[illegible]" એવો જ પાઠ હોય તો બધાય વાક્યો ભાવાશ્રિતપણું એમ અર્થ થશે છે.

સુગુરુનો સમાગમ, ઉપશમ ભાવ-શમતા, દક્ષપણું અને બ્રહ્મચર્યના ગુણનું પાલન એ બધા વાના પ્રભૂત પુન્યયોગે પ્રાપ્ત થાય છે ॥ ૩ ॥

समत्त निश्चल त, वयाण परिपालण अमायत्त ।
पढण गुणण विणओ, लब्भाति पमूयपुण्णेहिं ॥४॥

અર્થ:—સમ્યક્ત્વ (સમકિત)માં નિશ્ચલતા વ્રતોનું (અથવા બોલેલા વચનોનું) પરિપાલન, નિર્માયીપણું ભણવું ગણવું અને વિનય એ બધાં વાના મહાપુન્યયોગે પ્રાપ્ત થાય છે ॥ ૪ ॥

उस्सग्गे अववाये, निच्छयववहारम्मि निउणत्त ।
मणवयणकायसुद्धी, लब्भति पमूयपुण्णेहिं ॥५॥

અર્થ:—ઉત્સર્ગ-વિધિમાર્ગ અને અપવાદ-નિષેધમાર્ગ તેમાં તથા નિશ્ચય-સાધ્યમાર્ગ અને વ્યવહાર-સાધનમાર્ગ તેમાં નિપુણપણું તેમજ મન વચન કાયાની શુદ્ધિ-પવિત્રતા-નિર્દોષતા-નિષ્કપટતા એ બધાં વાના પ્રભૂત પુન્યયોગે પ્રાપ્ત થાય છે ॥ ૫ ॥

अवियार तारुण्ण, जिणाण राओ परोवयारत्त ।
निक्कपया य झाणे, लभति पमूयपुण्णेहिं ॥६॥

અર્થ—નિર્વિકાર-વિકાર વગરનું યૌવન જિનશાસન ઉપર (પીળામજીઠ જેવો) રાગ, પરોપકારીપણું અને ધ્યાનમાં

दानमहिमागर्भितं

# श्रीदानकुलकम्

परिहरिअरज्जसारो, उप्पाडिअसजमिक्कगुरुभारो।
खधाओ देवदूसं, विअरतो जयउ वीरजिणो ॥१॥

અર્થ—સમસ્ત રાજ્ય-ઋદ્ધિનો ત્યાગ કરીને પ્રથમ સંયમથી અતિ મોટો ભાર જેમણે ઉપાડ્યો છે અને ઇન્દ્ર મહારાજે દીક્ષા સમયે સ્કંધ ઉપર સ્થાપેલ દેવદૂષ્ય વસ્ત્ર પણ જેમણે પાછળથી બ્રાહ્મણને આપી દીધું તે શ્રી વીરપ્રભુ જયવંતા વર્તો ॥ ૧ ॥

धम्मत्थकाममेया, तिविह दाणं जयम्मि विक्खायं।
तहवि अ जिणिंदमुणिणो, धम्मदाण पसंसंति ॥२॥

અર્થ—ધર્મદાન, અર્થદાન અને કામદાન એમ ત્રણ પ્રકારનું દાન દુનિયામાં પ્રસિદ્ધ છે. તેમાં જિનેશ્વર પ્રભુની આજ્ઞાના રસિક મુનિઓ ધાર્મિક દાનને જ પ્રશંસે છે ॥૨॥

दाणं सोहग्गकरं, दाण आरुग्गकारणं परम ।
दाणं भोगनिहाणं, दाण ठाण गुणगणाण ॥३॥

અર્થ—દાન સુખ-સૌભાગ્યકારી છે. દાન પરમ આરોગ્યકારી છે દાન પુણ્યનું નિધાન છે તેમજ ભોગફળકારી છે અને અનેક ગુણગણોનું ઠેકાણું છે ॥ ૩ ॥

दाणेण फुरइ कित्ती, दाणेण होइ निम्मला कंती ।
दाणावज्जिअहिअओ, वेरी वि हु पाणियं वहइ ।४।

અર્થ—દાનવડે કીર્તિ વધે છે દાનથી નિર્મળ કાંતિ વધે છે અને દાનથી વશ થયેલા હૃદયવાળો દુશ્મન પણ (ઘતારના) ઘેર પાણી ભરે છે ॥ ૪ ॥

धणसत्थवाहजम्मे, जं घयदाणं कयं सुसाहूणं ।
तक्कारणमुसभजिणो, तेलुक्कपियामहो जाओ ॥५॥

અર્થ—ધનસાર્થવાહના ભવમાં સુસાધુઓને જે ઘીનું દાન દીધું હતું તે પુણ્યના પ્રભાવથી ઋષભદેવ ભગવાન ત્રણ લોકના પિતામહ ( નાથ ) થયા ॥ ૫ ॥

करुणाइ दिन्नदाणो, जम्मंतरगहिअपुण्णकिरिआणो ।
तित्थयरचक्करिद्धिं, संपत्तो संतिनाहो वि ॥६॥

અર્થ—પાછલા ભવમાં કરુણાવડે (પારેવાને) અભયદાન આપ્યું અને પુણ્ય-ક્રિયાનું ભાથું લીધું તેથી શાન્તિનાથજી તીર્થંકર અને ચક્રવર્તીની ઋદ્ધિ પામ્યા ॥ ૬ ॥

पंचसयसाहुभोयण-दाणावज्जिअसुपुण्णपब्भारो ।
अच्छरिअचरिअभरिओ, भरहो भरहाहिवो
जाओ ॥७॥

અર્થ—પાંચસો સાધુઓને ભોજનદાન આપવાવડે જેવું

નિર્મલત્વ એ બધાં વાનાં મહાપુન્યશાળીઓને પ્રાપ્ત થઈ શકે છે ॥ ૬ ॥

परनिंदापरिहारो, अप्पससा अत्तणो गुणाण च।
सवेगो निव्वेओ, लब्भति पभूयपुण्णेहिं ॥७॥

અર્થ —પરનિંદાનો ત્યાગ અને આપણા ગુણોની પ્રશંસા-પ્રસંસાથી દૂર રહેવું, તેમ જ સંવેગ-મોક્ષાભિલાષ અને નિર્વેદ-ભવવૈરાગ્ય એ બધાં વાનાં પ્રભૂત પુન્યશાળીઓને પ્રાપ્ત થાય છે ॥ ૭ ॥

निम्मलसीलब्भासो, दाणुल्लासो विवेगसवासो।
चउगइदुहसतासो, लब्भति पभूयपुण्णेहिं ॥८॥

અર્થ —નિર્મળ-શુદ્ધ શીલનો અભ્યાસ, સુપાત્રાદિ દાન દેવા ઉલ્લાસ, વિવાદ સબંધી વિવેકસહિતપણું અને ચાર ગતિના દુઃખથી સંપૂર્ણ ત્રાસ એ બધાં વાનાં મહાપુન્યશાળીઓને પ્રાપ્ત થાય છે ॥ ૮ ॥

दुक्कडगरिहा सुकडा णुमोयण पायच्छित्ततवचरण।
सुहझाणनमुक्कारा लब्भंति पभूयपुण्णेहिं ॥९॥

અર્થ —કરેલા પાપકૃત્યની આલોચના-નિંદા, સારાં કૃત્યો કર્યાં હોય તેની અનુમોદના, કરેલા પાપનો છેદ કરવા માટે ગુરુ મહારાજે બતાવેલા તપનું આચરણ, શુભ ધ્યાન ધરવું અને નવકાર મહામંત્રનો જાપ કરવો એ સઘળાં વાનાં મહાપુન્યશાળીઓને પ્રાપ્ત થઈ શકે છે ॥ ૯ ॥

इय गुणमणिभडारो, सामग्गी पाविऊण जेण कओ।
विच्छिन्नमोहपासा, लहति ते सासय सुक्खं ॥१०॥

અર્થ—આ ઉપર બતાવ્યા મુજબ ગુણમણિ-રત્નના ભંડાર જેવા ગુણો, સઘળી રૂડી સામગ્રી પ્રાપ્ત કરીને જે મહાનુભાવો કરે છે—આચરે છે તે પુણ્યાત્માઓ સઘળા મોહ પાશથી સર્વથા મુક્ત થઈને શાશ્વત સુખરૂપ મોક્ષપદને પામે છે ॥૧૦॥

---

दानमहिमागर्भितं

# श्रीदानकुलकम्

परिहरिअरज्जसारो, उप्पाडिअसजमिक्कगुरुभारो।
खधाओ देवदूसं, विअरतो जयइ वीरजिणो ॥१॥

અર્થ—સમસ્ત રાજ્ય-ઋદ્ધિનો અનાદર કરીને સંયમ રૂપી અતિ મોટો ભાર જેમણે ઉપાડ્યો છે અને ઇન્દ્ર મહારાજે દીક્ષા સમયે સ્કંધ ઉપર સ્થાપેલું દેવદૂષ્ય નામ વસ્ત્ર જેમણે પાછળ આવેલા વિપ્રને આપી દીધું તે શ્રી વીરપ્રભુ જયવંતા વર્તો ॥ ૧ ॥

धम्मत्थकाममेया, तिविहं दाणं जयम्मि विक्खायं।
तहवि अ जिणिंदमुणिणो, धम्मदाणं पसंसंति ॥२॥

અર્થ—ધર્મ દાન, અર્થદાન અને કામદાન એમ ત્રણ પ્રકારનું દાન દુનિયામાં પ્રસિદ્ધ છે તોપણ જિનેશ્વર પ્રભુની આજ્ઞાના રસિક મુનિઓ ધાર્મિક દાનને જ પ્રશંસે છે ॥૨॥

दाण सोहग्गकरं, दाण आरुग्गकारणं परम ।
दाण भोगनिहाणं, दाणं ठाण गुणगणाण ॥३॥

અર્થ—દાન પુણ્ય-સૌભાગ્યકારી છે દાન પરમ આરોગ્યકારી છે દાન પુણ્યનું નિધાન છે એટલે ભોગસુખકારી છે અને અનેક ગુણસમૂહોનું ઠેકાણું છે ॥ ૩ ॥

दाणेण फुरइ कित्ती, दाणेण होइ निम्मला कती ।
दाणावज्जिअहिअओ, वेरी वि हु पाणिय वहइ ॥४॥

અર્થ—દાનવડે કીર્તિ વધે છે, દાનથી નિર્મળ કાંતિ વધે છે અને દાનથી વશ થયેલા દુશ્મન પણ (દાતારના) ઘરે પાણી ભરે છે ॥ ૪ ॥

धणसत्थवाहजम्मे, ज घयदाण कय सुसाहूण ।
तक्कारणमुसभजिणो, तेलुक्कपियामहो जाओ ॥५॥

અર્થ—ધનસાર્થવાહના ભવમાં સુસાધુજનોને જે ઘીનું દાન દીધું હતું તે પુણ્યના પ્રભાવથી ઋષભદેવ ભગવાન ત્રણ લોકના પિતામહ (નાથ) થયા ॥ ૫ ॥

करुणाइ दिन्नदाणो, जम्मतरगहिअपुण्णकिरिआणो ।
तित्थयरचक्करिद्धिं, सपत्तो सातिनाहो वि ॥६॥

અર્થ—પહેલા ભવમાં કરૂણાવડે (પારેવાને) અભયદાન આપ્યું અને પુણ્ય-ક્રિયાઓ કરીને તેથી શાંતિનાથ તીર્થંકર અને ચક્રવર્તીની ઋદ્ધિ પામ્યા ॥ ૬ ॥

पचसयसाहुभोयण-दाणावज्जिअसुपुण्णपब्भारो ।
मच्छरिअचरिअभरिओ, भरहो भरहाहिवो
जाओ ॥७॥

અર્થ—પાંચસો સાધુઓને ભોજનદાન આપવાવડે જેણે

અર્થ—બિલકુલ દોષ રહિત એવા ધૃતપુષ્પ અને વસ્ત્રપુષ્પ નામના મહામુનિઓ સ્વલબ્ધિવડે સકલ ગચ્છની ભક્તિ કરતા છતા સદ્ગતિને પામ્યા ॥ ૧૧ ॥

जीवतसामिपडिमाए, सासण विभारिऊण भत्तीए ।
पव्वइऊण सिद्धो, उदायणो चरमरायरिसी ॥१२॥

અર્થ—જીવત (મહાવીર) સ્વામીની પ્રતિમા માટે ભક્તિથી શાસનમા વિચારીને (ગામ ગરાસ આપીને) છેવટે દીક્ષા ગ્રહણ કરીને ઉદાયી નામનો છેલ્લો રાજર્ષિ મોક્ષગતિને પામ્યો ॥ ૧૨ ॥

जिणहरमंडिअवसुहो, दाउ अणुकंपभत्तिदाणाइं ।
तित्थप्पभावगेरहिं, सपत्तो सपइराया ॥१३॥

અર્થ—જેણે પૃથ્વીને જિનચૈત્યોથી મંડિત કરી છે એવો સંપ્રતિ રાજા અનુકંપાદાન અને ભક્તિદાન દેવાવડે મહાન શાસનપ્રભાવકની પંક્તિમાં બેઠો ॥ ૧૩ ॥

दाउ सदासुद्धे, सुद्धे कुम्मासए महामुणिणो ।
सिरिमूलदेवकुमारो, रज्जसिरिं पाविओ गुरुइ ॥१४॥

અર્થ—રૂડી શ્રદ્ધા-શુદ્ધ ભાવપૂર્વક નિર્દોષ એવા અડદના બાકળા મહામુનિને દેવાવડે (જિતશત્રુ રાજાનો પુત્ર) શ્રી મૂળદેવ કુમાર વિશાળ રાજ્યલક્ષ્મીને પામ્યો ॥૧૪॥

अइदाणमुहरकविअण-विरइअसयसंखकव्व वित्थरिअं।
विक्कमनरिंदचरिअं, अज्जवि लोए परिप्फुरइ ॥१५॥

અર્થ—અવિહ્વળ સત્ત્વથી ચમત્કાર પામેલા અગ્નિઓ (ખજિયો)એ જે કરેલ પ્રત્યોપકાર વિસ્તાર્યું થી વિક્રમાદિત્ય રાજાનું ચરિત્ર આજપણ લોકમાં પ્રસિદ્ધ થઈ રહ્યું છે ॥ ૧૫ ॥

तियलोयबंधवेहिं, तब्भवचरिमेहिं जिणवरिंदेहिं।
कयकिच्चेहिं वि दिन्नं, संवच्छरिय महादाणं ॥१६॥

અર્થ—ત્રણ લોકના બંધુ એવા જિનેશ્વરો તે જ ભવમાં નિશ્ચિત મોક્ષ જનારા અને કૃતકૃત્ય છતાં પણ તેમણે સાંવત્સરિક (એક વર્ષ સુધી) મહાદાન આપ્યું ॥ ૧૬ ॥

सिरिसेयंसकुमारो, निस्सेयससामिओ कह न होइ।
फासुअदाणपवाहो, पयासिओ जेण भरहम्मि ॥१७॥

અર્થ—જેણે પ્રાસુક (નિર્દોષ) દાનનો પ્રવાહ આ ભરતક્ષેત્રમાં પ્રકાશ્યો એવો શ્રીશ્રેયાંસકુમાર મોક્ષનો અધિકારી કેમ ન થાય ? ॥ ૧૭ ॥

कह सा न पसंसिज्जइ, चंदणबाला जिणिंददाणेण।
छम्मासिअतवतविओ, निव्वविओ जीए
वीरजिणो ॥१८॥

અર્થ—છ માસી તપ જેમણે કરેલો છે એવા વીર પ્રભુને જેઓએ અડદના બાકુળા પડિલાભવાવડે સંતોષ્યા તે ચંદનબાળાની કેમ પ્રશંસા ન કરીએ? ॥૧૮॥

पढमाइ पारणाइ, अकरिंसु करंति तह करिस्सति ।
अरिहता भगवतो, जस्स घरे तेसिं धुव सिद्धी ॥१९॥

અર્થ—અરિહંત ભગવંતોએ જેમના ઘરે પ્રથમ (વર્ષી) પારણું કર્યું છે કરે છે અને કરશે તે ભવ્યાત્માઓ અવશ્ય મોક્ષગામી જ જાણવા ॥૧૯॥

जिणभवण बिंब पुत्थय-सघसरूवेसु सत्तखित्तेसु ।
ववित्र धण पि जायइ, सिवफलयमहो
अणतगुणं ॥२०॥

અર્થ—અહો! જિનભુવન (જિનમંદિર) જિનબિંબ (પ્રતિમા) પુસ્તક અને ચતુર્વિધ સંઘરૂપ સાતે ક્ષેત્રોમાં વાવેલું ધન અનંતું અક્ષય ફળ આપનારું થાય છે (એમ સમજી ધનની મમતા તજી તેનો સદ્વ્યય કરી ધનવંત લોકોએ તેનો લહાવો લેવો) ॥૨૦॥



# शीलमहिमागर्भितं

# श्रीशीलकुलकम्

सोहग्गमहानिहिणो, पाए पणमामि
नेमिजिणवइणो ।
बालेण सुयबलेण, अणहणो जेण निज्जिणिओ ॥१॥

અર્થ —જેમણે બાલ્યાવસ્થામાં પોતાના ભુજબળવડે કૃષ્ણજીને પણ હરાવી દીધા હતા તે સુખ-સૌભાગ્યના ભંડાર જેવા શ્રી નેમિનાથ પ્રભુનાં ચરણકમળને હું પ્રણમું છું ॥ ૧ ॥

सील उत्तमवित्तं, सील जीवाण मगळ परम ।
सीलं दोहग्गहरं, सीलं सुक्खाण कुलभवण ॥२॥

અર્થ—શીલ-સદાચાર જ પ્રાણીઓનું ઉત્તમ ધન છે શીલ જ પરમ મંગળરૂપ છે શીલ જ દુઃખદારિદ્રયને હરનારું છે અને શીલ જ સકળ સુખનું ધામ છે ॥ ૨ ॥

सील धम्मनिहाण, सील पावाणखडण भणिय ।
सील जतूण जए, अकित्तिम मडण परम ॥३॥

અર્થ —શીલ જ ધર્મનું નિધાન છે શીલ-સદાચાર જ પાપનું ખંડન કરનારું છે અને શીલ જ જગતમાં પ્રાણીઓનો સ્વાભાવિક એક શણગાર છે, એમ કહ્યું છે ॥ ૩ ॥

नरयदुवारनिरुमण-कवाडसपुडसहोअरच्छाय ।
सुरलोअधवलमंदिर-आरुहणे पवरनिस्सेणिं ॥४॥

અર્થ—શીલ જ નરકનાં દ્વાર બંધ કરવાને કમાડની જોડ જેવું જબરજસ્ત છે અને દેવલોકનાં ઉજ્જ્વળ વિમાનો ઉપર આરૂઢ થવાને ઉત્તમ નિસરણી સમાન છે ॥ ૪ ॥

सिरिउग्गसेणधूया, राईमई लहउ सीलवईरेह।
गिरिविवरगओ जीए, रहनेमी ठाविओ मग्गे॥५॥

અર્થ—શ્રી ઉગ્રસેનરાજાની પુત્રી રાજીમતી શીલવતીમાં રેખ ગણવા યોગ્ય છે કે જેણે ગુફામાં પ્રથમથી આવી રહેલા અને મોહિત થયેલા રહનેમિને સંયમમાર્ગમાં પાછા સ્થાપિત કર્યા-સ્થિર કર્યા ॥ ૫ ॥

पज्जलिओ वि हु जलणो, सीलप्पभावेण पाणीअं होई।
सा जयउ जए सीआ, जीसे पयडा जसपडाया ॥६॥

અર્થ—શીલના પ્રભાવથી પ્રજ્વલિત કરેલો એવો પણ અગ્નિ ખરેખર જળરૂપ થઈ ગયો એવી જસ-પતાકા જેની જગમાં ફરકી રહી છે એ સીતાદેવી જયવંતી વર્તો ॥૬॥

चालणीजलेण चपाए, जीए उग्घाडिअं दुवारतिगं।
कस्स न हरेइ चित्तं, तीए चरिअं सुभद्दाए ॥७॥

અર્થ—ચાલણીના જળવડે જેણે ચંપાનગરીના ત્રણ દ્વાર ઉઘાડ્યાં હતાં તે સુભદ્રા સતીનું (શીલ) ચરિત્ર કોના ચિત્તને હરણ નથી કરતું? ॥ ૭ ॥

नंदउ नमयासुंदरी, सा सुचिरं जीए पालिअं सीलं।
गहिलत्तणं पि काउं, सहिआ य विडंबणा
विविहा ॥८॥

અર્થ —તે નર્મદા સુંદરી સતી ચિરકાળ જયવંતી વર્તો, કે જેણીએ ગહિલપણું (ગાંડાપણું) આદરીને પણ શીલવ્રતનું પાલન કર્યું અને (તેની ખાતર) વિવિધ પ્રકારની વિડંબના સહન કરી ॥ ૮ ॥

भद्दं कलावईए, भीसणरण्णम्मि रायचत्ताए।
जं सा सीलगुणेण, छिन्नंगा पुणनवा जाया ॥९॥

અર્થ —ભયંકર અટવીમાં રાજાએ તજી દીધેલી કલાવતી સતીનું કલ્યાણ થાઓ, કે જેના શીલગુણના પ્રભાવથી છેદાયેલાં બન્ને હાથ ફરી નવા થઈ ગયાં ॥ ૯ ॥

सीलवईए सीलं, सक्कइ सक्को वि वण्णिउं नेव।
रायनिउत्ता सचिवा, चउरो वि पवंचिआ जीए ॥१०॥

અર્થ —શીલવતી સતીના શીલને શક્રેન્દ્ર પણ વર્ણવવાને સમર્થ થઈ શકે નહિ, કે જેણીએ રાજાએ પ્રેરેલા ચારે પ્રધાનોને છેતરી સ્વશીલનું રક્ષણ કર્યું છે ॥ ૧૦ ॥

सिरिविक्कमाणपहुणा, सुधम्मकळसुत्ति जीए
पट्ठविओ।

सा जयउ जए सुलसा,

सारयससिविमलसीलगुणा ॥११॥

અર્થ—શ્રી વર્ધમાન પ્રભુએ જેણીને ઉત્તમ ધર્મલાભ મોકલ્યો હતો તે શરદઋતુના ચંદ્રમા સમાન નિર્મળ શીલ ગુણવાળી સુલસા સતી સર્વત્ર જયવતી વર્તો ॥ ૧૧ ॥

हरिहरबंभपुरंदर–मयभंजणपंचबाणबलदप्पं ।
लीलाइ जेण दलिओ, स थूलभद्दो दिसउ भद्दं ॥१२॥

અર્થ—હરિ, હર, બ્રહ્મા અને ઇન્દ્રના માનને હણી નાખનાર કામદેવની શક્તિનો ગર્વ જેણે લીલામાત્રમાં હણી નાખ્યો તે સ્થૂલભદ્ર (મુનિરાજ) અમારું કલ્યાણ કરો ॥ ૧૨ ॥

मणहरतारुण्णभरे, पत्थिज्जंतो वि तरुणिनियरेण ।
सुरगिरिनिच्चलचित्तो, सो वयरमहारिसी जयउ ॥१३॥

અર્થ—મનોહર યૌવન વયમાં અનેક સ્ત્રીસમુદાયવડે (વિષય માટે) પ્રાર્થના કરાતા છતાં જે મેરુગિરિ જેવા નિશ્ચળ ચિત્તવાળા (દૃઢ) રહ્યા તે શ્રી વજ્રસ્વામી મહામુનિ જયવંતા વર્તો ॥ ૧૩ ॥

थुणिउं (मुणिउं) तस्स न सक्का, सड्ढस्स

सुदंसणस्स गुणनिवहं ।

जो विसमसंकडेसु वि, पडिओ वि अखंड

सीलघणो ॥१४॥

સિદ્ધિપદને પામ્યા છે, વર્તમાનકાળમાં (મહાવિદેહાદિક ક્ષેત્રમાં) સિદ્ધિપદને પામે છે અને ભવિષ્યકાળમાં આ ભરતાદિક ક્ષેત્રમાં પણ સિદ્ધિપદને પામશે તે આ પવિત્ર શીલનો જ પ્રભાવ જાણવો. ઉત્તમ શીલ-ચારિત્ર (યથાખ્યાત ચારિત્ર)ની પ્રાપ્તિ કરનારની અવશ્ય સિદ્ધિ થાય જ છે. [શીલ-ચારિત્રનું આવું ઉત્તમ માહાત્મ્ય શાસ્ત્રકારોએ જણાવેલું છે, તે ધ્યાનમાં લઈ ભવ્ય જનોએ (સહુ બાઈ-ભાઈઓએ) નિર્મળ શીલ-રત્નનું પરિપાલન કરવા ઉદ્યત (ઉદ્યમવાળાં) રહેવું ઉચિત છે] ॥ ૨ ॥



# श्रीतपःकुलकम्

सो जयउ जुगाइजिणो, जस्सते सोहए
जडामउडो ।
तवझाणग्गिपज्जलिअ-कम्मिंधणधूमलहरि व्व ।
(पंति व्व) ॥१॥

અર્થ— તપ અને ધ્યાનરૂપ અગ્નિવડે બાળી નાખેલા કર્મઈન્ધનોની ધૂમપંક્તિ જેવો જટાકલાપ જેમના ખભા ઉપર શોભી રહ્યો છે તે યુગાદિપ્રભુ જયવંતા વર્તો ॥ ૧ ॥

संवच्छरिअतवेण, काउस्सग्गम्मि जो ठिओ भयवं।
पूरिअनियपइन्नो, हरउ दुरिआइं बाहुबली ॥२॥

અર્થ—એક વર્ષ પર્યંત તપવડે કાઉસ્સગ્ગ મુદ્રાએ રહી જે મહાત્માએ સ્વપ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તે બાહુબલી મહારાજ (અમારા) દુરિત-પાપ દૂર કરો ॥ ૨ ॥

अथिरं पि थिरं वंकं पि उज्जुअं दुल्लहं पि तह सुलहं ।
दुस्सज्झं पि सुसज्झं, तवेण संपज्जए कज्जं ॥३॥

અર્થ—તપના પ્રભાવથી અસ્થિર હોય તે પણ સ્થિર થાય છે વાંકું હોય તે પણ સરળ થાય છે દુર્લભ હોય તે પણ સુલભ થાય છે અને દુઃસાધ્ય હોય તે પણ સુસાધ્ય થાય છે ॥ ૩ ॥

અર્થ—કે સુદર્શન શ્રાવકના પુણ્યબંધને શૂળી (શીલ) સમર્થ થઈ શકે નહિ કે જે વારે સંકટમાં આવી પડ્યા છતાં અખંડ શીલને રાખી શક્યો છે ॥૧૪॥

सुंदरि-सुनंद चिल्लण-मणोरमा अंजणा मिगावई अ।
जिणसासणसुपसिद्धा, महासईओ सुह दिंतु॥१५॥

અર્થ—સુંદરી, સુનંદા, ચિલ્લણા, મનોરમા, અંજના અને મૃગાવતી વગેરે જિનશાસનમાં પ્રસિદ્ધ એવી મહાસતીઓ સુખશાંતિ આપો ॥૧૫॥

भयंकारीअ वट्टूण, (सुणिऊण) को न धुणइ
फिर सीस।
जा असंडिअसील्ला, मिच्छवईकयरिफआ वि ॥१६॥

અર્થઃ—અખંડ શીલવ્રતનું (આશ્રુત ચારિત્ર) સાંભળીને કોણ (પોતાનું) મસ્તક ન ધુણાવે ? કે જેણીએ મિથ્યાત્વિએ અત્યંત કદર્થના કર્યા છતાં અખંડપણે સ્વશીલને અખંડ સાચવી રાખ્યું ॥૧૬॥

नियमित्त नियभाया, नियजणओ नियपियामहो
वा वि।
नियपुत्तो वि कुसीलो, न वल्लहो होइ लोआण॥१७॥

અર્થઃ—અમે તો પોતાનો મિત્ર, પોતાનો બંધુ, પોતાનો બાપ, પોતાના બાપનો બાપ કે પોતાનો જ પુત્ર હોય, પણ જો એ કુશીલ હશે તો તે લોકોને પ્રિય થઈ શકે નહિ ॥૧૭॥

सव्वेसिं पि वयाण, भग्गाण अत्थि कोइ
पडिआरो ।
पक्कघडस्स व कन्ना, ना होइ सील पुणो
भग्ग ॥१८॥

અર્થ—બીજા બધા વ્રત ભગ્ન થયા હોય તો તેનો ઉપાય કંઈ ને કંઈ (આલોચના નિંદા પ્રાયશ્ચિત્તાદિક રૂપ) હોઈ શકે પણ પાકા ઘડાને કાના સાંધવાની પેરે ભાંગેલા શીલને સાંધવું દુર્ઘટ થાય છે ॥ ૧૮ ॥

वेआलभूअरक्खस-केसरिचित्तयगइंदसप्पाण ।
लीलाइ दलइ दप्प, पालतो निम्मल सील ॥१९॥

અર્થઃ—નિર્મલ શીલનું રક્ષણ કરનાર મહાત્મા વૈતાલ, ભૂત, રાક્ષસ, કેસરીસિંહ, ચિત્તા, હાથી અને સર્પના અહંકારને લીલામાત્રમાં ( એનકેનામાં ) દળી નાખે છે ॥ ૧૯ ॥

जे केइ कम्ममुक्का, सिद्धा सिज्झति सिज्झि
हिंति तहा ।
सव्वेसिं तेसिं घल विसालसीलस्स दुल्ललिअ
(माहप्प) ॥२०॥

અર્થઃ—જે કોઈ મહાત્મા સર્વ કર્મથી મુક્ત થઈને

સિદ્ધિપદને પામ્યા છે વર્તમાનકાળમાં (મહાવિદેહાદિ ક્ષેત્રમાં) સિદ્ધિપદને પામે છે અને ભવિષ્યકાળમાં ભરતાદિ ક્ષેત્રમાં પણ સિદ્ધિપદને પામશે તે આ પવિત્ર શીલનો જ પ્રભાવ જાણવો. ઉત્તમ શીલ-ચારિત્ર (યથાખ્યાત ચારિત્ર)ની પ્રાપ્તિ કરનારની અવશ્ય સિદ્ધિ થાય જ છે. [શીલ-ચારિત્રનું આવું ઉત્તમ માહાત્મ્ય શાસ્ત્રકારોએ જણાવેલું છે, તે ધ્યાનમાં લઈ ભવ્ય જનોએ (સહુ ભાઈ-બહેનોએ) નિર્મળ શીલ-રત્નનું પરિપાલન કરવા પ્રોદ્યત (હંમેશાં ઉદ્યમવાળાં) રહેવું ઉચિત છે] ॥ ૧ ॥



# श्रीतपःकुलकम्

सो जयउ जुगाइजिणो, जस्ससे सोहए
जडामउडो ।
तवझाणग्गिपज्जलिअ-कम्मिंधणधूमलहरि व्व ।
(पंति व्व) ॥१॥

અર્થ — તપ અને ધ્યાનરૂપ અગ્નિવડે બળી ગએલા કર્મઈન્ધનોની ધૂમપંક્તિ જેવો જટાકલાપ જેમના ખભા ઉપર શોભી રહ્યો છે તે યુગાદિપ્રભુ જયવંતા વર્તો ॥ ૧ ॥

संवच्छरिअतवेण, काउस्सग्गम्मि जो ठिओ भयवं ।
पूरिअनियपइन्नो, हरउ दुरिआइ बाहुबली ॥२॥

અર્થ—એક વર્ષ પર્યંત તપવડે કાઉસ્સગ્ગ મુદ્રાએ ઊભા રહી જે મહાત્માએ સ્વપ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તે બાહુબલી મહારાજ (અમારાં) દુરિત-પાપ દૂર કરો ॥ ૨ ॥

अथिर पि थिर वंक पि उजुअ दुल्लह पि तह सुलह ।
दुस्सज्झ पि सुसज्झ, तवेण संपज्जए कज्ज ॥३॥

અર્થ—તપના પ્રભાવથી અસ્થિર હોય તે પણ સ્થિર થાય છે વાંકું હોય તે પણ સરલ થાય છે દુર્લભ હોય તે પણ સુલભ થાય છે અને દુઃસાધ્ય હોય તે પણ સુસાધ્ય થાય છે ॥ ૩ ॥

छट्ठ छट्ठेण तव, कुणमाणो पढमगणहरो भयव ।
अक्खीणमहाणसीओ, सिरिगोयमसामिओ जयउ ॥४॥

અર્થ :—છઠ્ઠ છઠ્ઠ તપ આંતરારહિત કરતા પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામી મહારાજ અક્ષીણ મહાનસી નામની મહાલબ્ધિને પ્રાપ્ત થયા તે જયવંતા વર્તો ॥ ૪ ॥

सोहइ सणंकुमारो, तवबलखेलाइलद्धिसपन्नो ।
निट्ठुअखवडियगुलिं, सुवण्णसोह पयासंतो ॥५॥

અર્થ—થૂંકડે ખરડેલી આંગળીને સુવર્ણ જેવી શોભતી કરી દેખાડતા એવા સનત્કુમાર રાજર્ષિ તપોબળથી ખેલાદિ લબ્ધિસંપન્ન એવા શોભે છે ॥ ૫ ॥

गो-बंभ-गब्भ-गब्भिणीबंभिणीघायाइ-गुरुअपावाइं ।
काऊण वि कणयं पि व, तवेण सुद्धो दढप्पहारी ॥६॥

અર્થ—ગો, બ્રાહ્મણ, ગર્ભ અને ગર્ભવતી બ્રાહ્મણીની હત્યાદિ મહાઉગ્ર પાપને કર્યા છતાં દૃઢપ્રહારી (ચોર) મુનિ પણ તપસેવનથી સુવર્ણની પેરે શુદ્ધ થયા ॥ ૬ ॥

पुव्वभव तिव्वतवो, सयिओ व्व नंदिसेण-महरिसिणा ।
वसुदेवो तेण पिओ, जाओ खयरीसहस्साण ॥७॥

અર્થ—પૂર્વ જન્મમાં નિયાણું મહર્ષિઓએ જે તીવ્ર, તપ કર્યો હતો તેના પ્રભાવથી તે હજારો વિદ્યાધરીઓના પ્રિય-પતિ એવા વસુદેવ થયા ॥૭॥

देवा वि किंकरत्त, कुणति कुलजाइविरहिआण पि।
तवमनप्पभावेण, हरिकेसबलस्स य रिसिस्स ॥८॥

અર્થ—તીવ્ર તપ અને મંત્રના પ્રભાવથી હરિકેશબલ ઋષિની પેઠે (ઉત્તમ) કુળ અને જાતિહીન હોય તોપણ તેમની, દેવતાઓ પણ સેવા ઉઠાવે છે ॥૮॥

पडसयमेगपडेण, एगेण घडेण घडसहस्साइ ।
ज किर कुणति मुणिणो, तवकप्पतरुस्स त खु फल ॥९॥

અર્થ—મુનિઓ જે એક પટ (વસ્ત્ર) વડે સેંકડો પટ બનાવી કરે છે અને એક ઘટ-ભાજનથી હજારો ઘટ ભાજનો કરે છે તે નિશ્ચે તપરૂપ કલ્પવૃક્ષનું જ ફળ છે ॥૯॥

अनिआणस्स विहिए तवस्स तविअस्स किं पससामो ।
किज्जइ जेण विणासो, निकाइयाण वि कम्माण ॥१०॥

અર્થ—જેનાથી નિકાચિત કર્મોનો પણ ધ્વંસ કરી શકાય છે એવા વિધિ નિયાણા રહિત કરેલા તપની અમે કેટલી પ્રશંસા કરીએ ? ॥૧૦॥

दीसंति (तिहुअण) भवणमज्झे, तत्थ तवो
कारण चेव ॥२०॥

અર્થ—તપનો પ્રભાવ કેટલો વર્ણવી શકાય? જે કોઈને કોઈ પણ પ્રકારે ક્યાંય પણ ત્રિભુવન મધ્યે સુખ-સમાધિ પ્રાપ્ત થાય છે ત્યાં સર્વત્ર (બાહ્ય અભ્યંતર) તપજ કારણ રૂપ છે એમ વિશેષ સમજવું (અને તેનું આરાધન કરવા યથાવિધિ ઉદ્યમ સેવવો) ॥૨૦॥



અર્થ — જિનકલ્પી, પરિહારવિશુદ્ધિ, પ્રતિમાપ્રતિપન્ન અને યથાલંદી તપસ્વી સાધુઓનાં તપનું સ્વરૂપ સાંભળીને બીજો કેવું તપનો ગર્વ કરવો પ્રકટ કરી ? ॥૧૭॥

मासक्ख-मासखमणो बलभद्दो रूववं पि हु विरत्तो।
सो जयउ रण्णवासी, पडिबोहिअ-
सावयसहस्सो ॥१८॥

અર્થ — અતિ રૂપવંત છતાં વિરક્ત થઈ અરણ્યમાં વસી જેણે હજારો શ્વાપદ જાનવરોને પ્રતિબોધ્યાં છે તે માસ માસની તપસ્યા કરતા બળભદ્રમુનિ જયવંતા વર્તો ॥૧૮॥

थरहरिअधरं झलहलिअ-सायरं
चलिअसयलकुलसेलं।
जं अकासी जय विण्हू, संघकए तं तवस्स
फलं ॥१९॥

અર્થ — શ્રી સંઘનું કષ્ટ નિવારણ કરવા માટે વિષ્ણુકુમારે લક્ષ યોજનપ્રમાણ રૂપ વિકુર્વ્યું ત્યારે પૃથ્વી કંપાયમાન થઈ સાગર ખળભળ્યા-ઉછળ્યા, અને હિમવંતાદિ પર્વતો ચલાયમાન થયા અને જેણે શ્રી સંઘનું રક્ષણ કર્યું તે સર્વ તપનું જ ફળ જાણવું ॥૧૯॥

किं बहुणा भणिएणं, जं कस्स वि कह वि
कत्थ वि सुहाइं।

दीसवि (तिहुअण) भवणमज्झे, तत्थ तवो
कारण चेव ॥२०॥

અર્થ—તપનો પ્રભાવ કેટલો વર્ણવી શકાય ? જે જેને કોઈ પણ પ્રકારે ક્યાંય પણ ત્રિભુવન મધ્યે સુખ-સમાધિ પ્રાપ્ત થાય છે ત્યાં સર્વત્ર (બાહ્ય અભ્યંતર) તપજ કારણ રૂપ છે એમ ચોક્કસ સમજવું (અને તેનું આરાધન કરવા યથાવિધિ ઉદ્યમ સેવવો) ॥૨૦॥



અર્થ —જિનકલ્પી, પરિહારવિશુદ્ધિ, પ્રતિમાપ્રતિપન્ન અને યથાલંદી તપસ્વી સાધુઓનાં તપનું સ્વરૂપ સાંભળીને બીજો કોણ તપનો ગર્વ કરવો પસંદ કરશે ? ॥ १७ ॥

मासक्ख-मासखवओ वलमद्दो रूपवं पि हु विरत्तो।
सो जयउ रण्णवासी, पडिवोहिम-

सावयसहस्सो ॥१८॥

અર્થ —અતિ રૂપવંત છતાં વિરક્ત થઈ અરણ્યમાં વસી જેણે હજારો શ્વાપદ જાનવરોને પ્રતિબોધ્યા છે તે માસ માસની તપસ્યા કરતા બળિભદ્રમુનિ જયવંતા વર્તો ॥ १८ ॥

थ रिसिघरं झलहलिअ-सायर

चलिपसयलकुलसेल ।

जं मकासी जय विण्हू, सघकए तं तवस्स

फल ॥१९॥

અર્થ —શ્રી સંઘનું દુઃખ નિવારણ કરવા માટે વિષ્ણુ કુમારે લાખ યોજનપ્રમાણ રૂપ વિકુર્વ્યું ત્યારે પૃથ્વી કંપાયમાન થઈ સાગર ખળભળ્યા—ઉછાળાવાળા થયા, અને હિમ વંતાદિ પર્વતો ચળાયમાન થયા અને છેવટે શ્રી સંઘનું રક્ષણ થયું તે સર્વ તપનું જ ફળ જાણવું ॥ १९ ॥

निं गम्मुणा मणिएण, ज फस्स वि कह वि

करय यि सुहाइं।

થતી નથી. (ભાવ યોગે જ તે તે વસ્તુઓની સિદ્ધિ થતી હોય છે) ॥ ૩ ॥

सुहभावणावसेण, पसन्नचंदो मुहुत्तमित्तेण ।
खविऊण कम्मगंठिं, संपत्तो केवल नाण ॥४॥

અર્થ—શુભ ભાવના યોગે પ્રસન્નચંદ્ર (રાજર્ષિ) બે ઘડી માત્રમાં રાગદ્વેષમય કર્મની ગ્રંથી-ગાંઠને તોડી નાખી કેવળજ્ઞાન પામ્યા ॥ ૪ ॥

सुस्सूसमी पाए, गुरुणीण गरहिऊण नियदोसे ।
उप्पन्नदिव्वनाणा, मिगावई जयउ सुहभावा ॥५॥

અર્થ—નિજદોષ (અપરાધ)ની નિંદા ગર્હા કરીને ગુરુણીના ચરણની સેવા કરતા જેણીને શુભ ભાવથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે મૃગાવતી સાધ્વી જયવતી વર્તો ॥ ૫ ॥

मयव इलाइपुत्तो, गुरुए वसम्मि जो समारूढो ।
दट्ठूण मुणिवरिंद, सुहभावओ केवली जाओ ॥६॥

અર્થ—ઊંચા વંશ ઉપર નાચતા ખરે વખતે ઉચ્ચ કોઈ મહામુનિરાજને દેખી શુભ ભાવથી પુત્ર ઈલાચિપુત્રને કેવળજ્ઞાન પ્રગટ થયું (એ ભાવધર્મનો જ પ્રભાવ સમજવો) ॥ ૬ ॥

कविलो अ बभणमुणी, असोगवणिआई
मज्झयारम्मि ।

छाहा लोह त्ति पय, पढंतो (झायतो)

झायंसाइसरो ॥७॥

અર્થ:—કપિલ નામનો ક્ષત્રિય મુનિ અશોક વાટિકામાં "જ્યાં લગી ત્યાં લગી છાયા, છાયા લોહે ફળદ્રુપ" એ વાતને વિચારતા કરતો શુભ ભાવથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો ॥ ૭ ॥

खवगनिमंतणपुव्वं-वासिअभत्तेण सुद्धभावेण ।
भुंजतो वरनाण, संपत्तो कूरगड्डू वि

(कूरगडुओ) ॥८॥

અર્થ:—ક્ષપિત ભાવરૂપે તપસ્વી સાધુઓને નિમંત્રણ કરવા પૂર્વક ભોજન કરતા કુરગડુમુનિ શુદ્ધ ભાવથી કેવળ જ્ઞાન પામ્યા ॥ ૮ ॥

पुव्वभवसूरिविरइअ-नाणासाअणपभावदुम्मेहो ।
नियनाम झायंतो, मासतुसो केवली जाओ ॥९॥

અર્થ:—પૂર્વ ભવે આચાર્યપણે કરેલી જ્ઞાનની આશાતનાના પ્રભાવથી બુદ્ધિહીન થયેલા માસતુસ મુનિ નિજ નામને ધ્યાતા છતા (કોઈની ઉપર રાગ કે રોષ ન કરવો એમ ગુરુ મહારાજાએ બતાવેલા ફરમાવેલ [illegible] રટતા છતા) ઘાતિ કર્મનો ક્ષય કરી (શુદ્ધ નિર્મળ ભાવથી) કેવળજ્ઞાન પામ્યા ॥ ૯ ॥

हत्थिम्मि समारूढा, रिद्धिं दट्ठूण उसभसामिस्स।
तक्खण सुहझाणेण, मरुदेवी सामिणी
सिद्धा ॥१०॥

અર્થ:—હાથીના સ્કંધ ઉપર આરૂઢ થયેલાં મરુદેવી માતા ઋષભદેવ સ્વામીની રિદ્ધિ–સિદ્ધિ દેખીને તત્કાળ શુભ ધ્યાનથી અંતકૃત કેવળી થઈ મોક્ષપદ પામ્યા ॥૧૦॥

पडिजागरमाणीए, जंघाबलखीणमण्णिआपुत्त ।
सपत्तकेवलाए, नमो नमो पुप्फचूलाए ॥११॥

અર્થ:—જંઘાબળ જેનું ક્ષીણ થયું છે એવા અર્ણિકા પુત્ર આચાર્યની સેવા (ઉચિત વૈયાવચ્ચ) કરતા જેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું તે સાધ્વી પુષ્પચૂલાને પુનઃ પુનઃ નમસ્કાર હો ॥૧૧॥

पन्नरसयतावसाण, गोअमनामेण दिक्खदिक्खाणं।
उप्पन्नकेवलाण, सुहभावाणं नमो ताण ॥१२॥

અર્થ:—ગૌતમસ્વામીએ જેમને દીક્ષા દીધી છે અને શુભ ભાવથી જેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા પંદરસો તાપસોને નમસ્કાર હો ॥૧૨॥

जीवस्स सरीराओ, भेअं नाउं समाहिपत्ताणं ।
उप्पाडिअनाणाण, खंदकसीसाण तेसि नमो ॥१३॥

ઉપવાસી હોય અને આ શ્રાવક સદાય પ્રમાદી હોય તેઓ
તમને કે નહિ? ! માર્ગ આપશે એમ ઉદ્ધત મુનિને વંદના
કરતા છતાં અને ચાલ લાગતા માર્ગમાં પાણીના પૂરથી ભરેલી
નદીને સંબોધી તે શ્રાવિકાએ (સતીએ) કહે છતે તેમના
ચાલ્યા આવવી નદીએ તેમને વસ્ત્ર જ પેઠે પાર જવા દેવા
માટે માર્ગ કરી આપ્યો હતો ॥૧૬॥

सिरिधररुद्दगुरुणा, साडिज्जतो वि दंडघाएण ।
तक्काल तस्सीसो, सुहलेसो केवली जाओ ॥१७॥

અર્થ——શ્રીધર રુદ્ર ગુરુએ દંડઘાતથી તાડન કરાતો
એવો તેનો (શાન્ત) શિષ્ય શુભ લેશ્યાવંત છતા તત્કાળ
કેવળજ્ઞાન પામ્યો ॥૧૭॥

जं न हु भणिओ बंधो, जीवस्स वहम्मि
समिइगुत्ताण ।
भावो तत्थ पमाण, न पमाण कायवावारो ॥१८॥

અર્થ—સમિતિ ગુપ્તિવંત સાધુઓથી કદાચિત જીવનો
વધ થઈ જાય તેપણ જે તેમને નિશ્ચે બંધ કહ્યો નથી
તેમાં ભાવ જ પ્રમાણ છે, પણ કાયવ્યાપાર પ્રમાણ નથી ॥૧૮॥

भाव चिय परमत्थो, भावो धम्मस्स साहगो
भणिओ ।
सम्मत्तस्स वि बीअं, भाव चिय विंति
जगगुरुणो ॥१९॥

અર્થ—આજ જ ખરો પરમાર્થ છે આજ જ ધર્મનો સાધક—મેળવી આપનાર છે અને આજ જ સમ્યક્ત્વને સ્થિર કરી આપનાર છે, એમ ત્રિભુવનગુરુ શ્રીતીર્થંકરો કહે છે ॥૧૯॥

किं बहुणा भणिएण, तत्त निसुणेह भो !

महासत्ता !

मुक्खसुहबीयभूओ, जीवाण सुहावहो भावो ॥२०॥

અર્થ—બહુ કહેવું શું કરીએ ! હે સત્ત્વવંત મહાશયો ! હું તમોને તત્ત્વરૂપ વચન કહું છું તે તમે સાવધાનપણે સાંભળો— મોક્ષસુખના બીજરૂપ ભાવ જ જીવોને સુખકારી છે અર્થાત્ [illegible] રાખે જ જીવો મોક્ષ સુખ મેળવી શકે છે ॥૨૦॥

इय दाणसीलतवभावणाओ, जो कुणइ

सत्तिभत्तिपरो ।

देविंदविंदमहिअं, अइरा सो लहइ

सिद्धिसुहं ॥२१॥

અર્થ—આ દાન શીલ તપ અને ભાવનાઓને જે (ભવ્યાત્મા) શક્તિ અને ભક્તિના ઉલ્લાસ પૂર્વક કરે છે તે (મહાશય) દેવોના સમૂહવડે પૂજિત એવું અક્ષય મોક્ષ સુખ અલ્પકાળમાં મેળવી શકે છે ॥૨૧॥

આ કુલકમાં છેવટે ગ્રંથકારે પોતાનું 'દેવેન્દ્રસૂરિ' એવું નામ ગર્ભિતપણે સૂચવ્યું જણાય છે કિંતુ મહાશયનાં અતિહિતકાર વચનોને પણ આપણે આદરવાં એ આપણું ખાસ ખાસ કર્તવ્ય છે.

---

# श्रीअभव्यकुलकम्

जह अभवियजीवेहिं, न फासिया एवमाइया भावा ।
इंदत्तमणुत्तरसुर सिलायनर-नारयत्तं च ॥१॥

અર્થ—અભવ્ય જીવોએ આ હવે પછી કહેવામાં આવશે તે ભાવો સ્પર્શ્યા નથી—ઇંદ્રપણું અનુત્તરવાસી દેવપણું ત્રેસઠશલાકાપુરુષપણું અને નવ નારદપણું ન પામે ॥૧॥

केवलिगणहरहत्थे, पव्वज्जा तित्थवच्छर दाणं ।
पवयणसुरी-सुरत्त, लोगंतियदेवसामित्त ॥२॥

અર્થ—વળી કેવલી તથા ગણધરના હાથે દીક્ષા, તીર્થંકરનું વાર્ષિક દાન, પ્રવચનની અધિષ્ઠાયક દેવી તથા દેવપણું લોકાંતિક દેવપણું અને દેવર્દ્ધિતપણું ન પામે ॥૨॥

तायत्तीससुरत्त, परमाहम्मिय-जुयलमणुअत्त ।
संभिन्नसोय तह, पुव्वधराहारयपुलायत्त ॥३॥

અર્થ—ત્રાયસ્ત્રિંશદેવપણું પરમાધામીપણું યુગલિયા મનુષ્યપણું સંભિન્નશ્રોતલબ્ધિ પૂર્વધરલબ્ધિ, આહારકલબ્ધિ અને પુલાકલબ્ધિ પણ ન પામે ॥૩॥

मइनाणाई सुलद्धी, सुपत्तदाणं समाहिमरणत्त ।
चारणजुगमहुसप्पिय-खीरासयखीणठाणत्त ॥४॥

અર્થ—આ જ ખરો પરમાર્થ છે આ જ ધર્મનો સાર—મૈત્રી આપનાર છે અને આ જ સમ્યક્ત્વને ઉત્પન્ન કરી આપનાર છે એમ ત્રિભુવનગુરૂ શ્રીતીર્થંકરો કહે છે ॥૧૯॥

किं पहुणा मणिपण, तच्च निसुणेह भो !

महासत्ता !

मुक्खसुहबीयभूओ, जीवाण सुहावहो भावो ॥२०॥

અર્થઃ—ઘણું ઘણું શું કહીએ ? હે સત્ત્વવંત મહાશયો ! હું તમોને તત્ત્વરૂપ વચન કહું છું તે તમે સાવધાનપણે સાંભળો— મોક્ષસુખના બીજરૂપ ભાવ જ જીવોને સુખકારી છે અર્થાત સદ્ભાવ યોગે જ જીવો મોક્ષ સુખ મેળવી શકે છે ॥૨॥

इय दाणसीलतवभावणाओ, जो कुणइ

सत्तिभत्तिपरो ।

देविंदविंदमहिम, अइरा सो लहइ

सिद्धिसुह ॥२१॥

અર્થ—આ દાન શીલ તપ અને ભાવનાઓને જે (આત્મા આ) શક્તિ અને ભક્તિના ઉત્સાહ પૂર્વક કરે છે તે (આત્મા) દેવેન્દ્ર સમૂહવડે પૂજિત એવું અક્ષય મોક્ષ સુખ અલ્પકાળમાં મેળવી શકે છે ॥૨૧॥

આ કુલકમાં છેવટે ગ્રંથકારે પોતાનું 'દેવેન્દ્રસૂરિ' એવું નામ ગર્ભિતપણે સૂચવ્યું જણાય છે. ઉક્ત મહાશયનાં અતિહિતકર વચનોને ખરા ભાવથી આદરવાં એ આપણું ખાસ ખાસ કર્તવ્ય છે.

---

સાધર્મિની સેવા-ભક્તિ, સંસારથી વૈરાગ્યપણું તેમજ ગુણપક્ષ ન પામે ॥૭॥

जिणजणयजणणिजाया जिणजक्खाजक्खणी जुगपहाणा ।
आयरियपयाइ दसग, परमत्थगुणड्डमप्पत्त ॥८॥

અર્થ—જિનેશ્વરના માતા, પિતા સ્ત્રી, જક્ષ જક્ષણી અને યુગપ્રધાન પણ ન થાય. વળી આચાર્યાદિ દશ પદનો વિનય તેમજ પરમાર્થથી અધિક ગુણવંતપણું ન પામે ॥૮॥

अणुबंधहेउसरूवा, तत्थ अहिंसा तिहा जिणुद्दिट्ठा ।
दव्वेण य भावेण य, दुहावि तेसिं न सपत्ता ॥९॥

અર્થ—વળી અભય ઉર અનુબંધ, હેતુ અને સ્વરૂપ એવી ત્રણ પ્રકારે શ્રીજિનેશ્વરે કહેલી અહિંસા દ્રવ્ય અને ભાવ એવા બે ભેદથી ન પામે ॥૯॥



અર્થ —અવધિજ્ઞાન તથા મનઃપર્યવજ્ઞાનાદિકની લબ્ધિ, પુલાક પન, સમાધિમરણ વિદ્યાચારણ અને જંઘાચારણની લબ્ધિ, મધુસર્પિલબ્ધિ, ક્ષીરાસ્રવલબ્ધિ, અક્ષીણમહાનસીલબ્ધિ પણ ન પામે ॥ ૪ ॥

तित्थयर तित्थपडिमा-तणुपरिभोगाइ
कारणे वि पुणो ।
पुव्वाइयभावम्मि वि, अभव्वजीवेहिं
नो पत्तं ॥५॥

અર્થ—તીર્થંકર તથા તીર્થંકરની પ્રતિમાના શરીરના ઉપભોગ આદિ કારણમાં પણ અભવ્ય જીવો પૂર્વીભવના ભાવોને ન પામે ॥ ૫ ॥

चउद्दसरयणत्तपि, पत्त न पुणो विमाणसामित्त ।
सम्मत्तनाणसयम तवाइभावा न भावदुगे ॥६॥

અર્થ—ચૌદ રત્નપણું અને વળી વિમાનનું સ્વામીપણું ન પામે વળી સમ્યક્ત્વ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ વગેરે તેમ જ બાહ્ય-અભ્યંતર બે ય ભાવ પણ ન પામે ॥ ૬ ॥

अणुभवजुत्ता भत्ती जिणाण साहम्मियाण वच्छल्ल ।
न य साहेइ अभव्वो, संविगत्त न सुक्कपक्खत्त ॥७॥

અર્થ :—અભવ્ય જીવ જિનેશ્વરની અનુભવયુક્ત ભક્તિ,

अट्ठासीई सहस्सा, षाससये दुण्णिलक्खपहराणं।
एगो वि अ जइ पहरो, धम्मजुओ ता इमो
लाहो ॥४॥

અર્થ:—એક સો વર્ષના બે લાખ અઠ્યાસી હજાર પહોર છે તેમાંથી જો કોઈ જીવ એક પણ પહોર ધર્મયુક્ત (પૌષધવ્રત યુક્ત) થાય તો તેને આગળ કહીશું એ લાભ થાય છે ॥૪॥

तिसयसग चत्तकोडि, लक्खा बावीस सहस
बावीसा।
दुसय दुवीस दुभागा, सुराउयबंधो
य इगपहरे ॥५॥

અર્થ —ત્રણસો સુડતાલીસ ક્રોડ, સુડતાલીસ લાખ બાવીસ હજાર બસો અને બાવીસ, વળી ઉપર બે ભાગ — એટલા એક પહોરના પૌષધ કરનાર દેવતાનું આયુષ્ય બાંધે છે ॥૫॥

दस लक्ख असीय सहसा, मुहुत्तसया य होइ
वासलए।
जइ सामाइअसहिओ, एगो वि अत्ता
इमो लाहो ॥६॥

५

# श्रीपुण्यपापकुलकम्

छत्तीसदिणसहस्सा, वाससये होइ आउपरिमाणं।
झिज्जंत पइसमयं, पिच्छंतो धम्ममम्मि
जइअव्वं ॥१॥

અર્થ—સો વરસના છત્રીસ હજાર દિવસ, આયુષ્યનું એટલું પરિમાણ હોય છે તે સમયે સમયે ઓછું થતું જાય છે એમ જાણીને ધર્મમાં યત્ન કરવો ॥ ૧ ॥

जइ पोसहसहिओ तव नियमगुणेहिं
गम्मइ एगदिणं।
ता बंधइ देवाउ, इत्तियमित्ताइं पलियाइं ॥२॥

અર્થ—જો કોઈ જીવ પોસહ સહિત તપ નિયમના ગુણોથી એક દિવસ ગાળે તો તે આગળ કહેશે તેટલા પલ્યોપમનું દેવતાનું આયુષ્ય બાંધે છે ॥ ૨ ॥

सगवीस कोडिसया, सत्तहुत्तरी कोडिलक्ख
सहस्सा य।
सत्तसया सत्तहुत्तरि, नवभागा सत्तपलियस्स ॥३॥

અર્થ—સત્તાવીસ સો ક્રોડ, સત્યોતેર ક્રોડ, સત્યોતેર [illegible] હજાર, સાતસો ને સત્યોતેર [illegible] પલ્યોપમ ને [illegible] પલ્યોપમનો સાતમો ભાગ ॥ ૩ ॥

अट्ठासीई सहस्सा, वाससये दुण्णिलक्खपहराणं।
एगो वि अ जइ पहरो, धम्मजुओ ता इमो
लाहो ॥४॥

અર્થ:—એક વર્ષના ત્રણ લાખ અને અઠ્યાશી હજાર પહોર છે તેમાંથી જો કોઈ જીવ એક પણ પહોર ધર્મયુક્ત (પૌષધવ્રત યુક્ત) પસાર કરે તો આગળ કહીશું એ લાભ થાય છે ॥૪॥

तिसयसग सत्तकोडि, लक्खा बावीस सहस्स
बावीसा।
दुसय दुवीस दुभागा, सुराउयबंधो
य इगपहरे ॥५॥

અર્થ—ત્રણસો સત્તોતેર ક્રોડ, બાવીસ લાખ, બાવીસ હજાર બસો બાવીસ ઉપર બે ભાગ—એટલા પલ્યોપમ એક પહોર પૌષધ કરનાર દેવના આયુષ્યનો બંધ કરે છે ॥૫॥

दस लक्ख असीय सहस्सा, मुहूत्तमग्गा य होइ
वाससयं।
जइ सामाइअसहिओ, एगो वि असो
इमो लाहो ॥६॥

અર્થ—સો વરસનાં મુહૂર્ત (બે ઘડીઓ) દસ લાખ અને એંસી હજાર થાય છે તે જીવ જો એક મુહૂર્ત સામાયિક કરે તો તેને આગલી ગાથામાં કહેલી તેટલો લાભ થાય છે ॥૬॥

याणवयकोडीओ लक्खा, गुणसट्ठि सहस्स
पणवीस ।
नवसयपणवीसजुआ, सतिह्या अडभाग
पलियस्स ॥७॥

અર્થ—બાણું ક્રોડ, ઓગણસાઠ લાખ, પચ્ચીસ હજાર, નવસો પચ્ચીસ અને ઉપર એક પલ્યોપમના આઠીયા ભાગ — એટલું દેવગતિનું આયુષ્ય બે ઘડી સામાયિક કરનાર જીવ બાંધે છે ॥૭॥

वाससये घडिआण, लक्खिगवीस
सहस्स तह सट्ठी।
एगा जुवि अ धम्मजुआ, जइ ता लाहो
इमो होइ ॥८॥

અર્થ—એક વરસની ઘડીઓ એકવીસ લાખ અને સાઠ હજાર થાય તેમાંથી એક ઘડી પણ જો જીવ ધર્મ યુક્ત હોય તો તેને આગલી ગાથામાં કહેલો તેટલો લાભ થાય છે ॥૮॥

छायालकोडी गुणतीस, लक्ख छासट्ठी सहस्स

सयनवग ।

तेसट्ठिकिंचूणा, सुराउ बंधेइ इगघडिए ॥९॥

અર્થ —એક ઘડી ધર્મ કરનાર જીવ છેતાલીસ ક્રોડ, ઓગણત્રીસ લાખ, છાસઠ હજાર, નવસો અને કંઈક ઓછા એવા ત્રેંસઠ એ શા પલ્યોપમનું આયુષ્ય બાંધે ॥ ૯ ॥

सट्ठी अहोरत्तेण, घडीआओ जस्स जंति पुरिसस्स ।

नियमेणवि रहिआओ, सो दिअहओ निप्फलो

तस्स ॥१०॥

અર્થ—એક દિવસની સાઠના પ્રમાણે જે પુરુષની ઘડીઓ જાય છે તેમા જો નિયમથી પણ રહિત જાય તે દિવસ તેનો નિષ્ફળ જાણવો ॥ ૧૦ ॥

चत्तारि य कोडिसया, कोडीओ सत्तलक्ख

अडयाला ।

चालीस च सहस्सा, वाससय हुंति ऊसासा ॥११॥

અર્થ—એકસો વર્ષના ચારસો સાત ક્રોડ, અડતાલીસ લાખ, ચાલીસ હજાર એટલા શ્વાસોશ્વાસ થાય છે ॥ ૧૧ ॥

इक्को वि अ ऊसासो, न य रहिओ होइ

पुण्णपावेहिं ।

अइ पुण्णेण सहिओ, एगो वि अ ता इमो
लाहो ॥१२॥

અર્થ —તેમાંથી એક પણ શ્વાસોશ્વાસ પુણ્ય પાપ રહિત હોય નહિ, પરંતુ કોઈ જીવ જો એક શ્વાસોશ્વાસ પુણ્ય સહિત હોય તો તેને આગળની ગાથામા કહેલો તેટલો લાભ થાય છે ॥ ૧૨ ॥

लक्ख दुग सहस पण चत्तं, चउसया अट्ठ चेव
पलियाइ ।
किंचूणा चउभागा, सुराउबंधे इगुसासे ॥१३॥

અર્થ:—બે લાખ, પિસ્તાલીસ હજાર, ચારસો ને આઠ પલ્યોપમ થી કાંઈક ઓછા ચાર ભાગ, એટલુ દેવતાનુ આયુષ્ય એક શ્વાસોશ્વાસ ધર્મ કરનારો પામે ॥ ૧૩ ॥

इगुणवीसं लक्खा, तेसट्ठी सहस्स दुसय सत्तट्ठी ।
पलियाइं देवाउ, बंधइ नवकारउस्सग्गो ॥१४॥

અર્થ —ઓગણીસ લાખ, ત્રેસઠ હજાર, બસો ને અડસઠ પલ્યોપમનુ દેવાયુ નવકાર ગણનારો અથવા આઠ શ્વાસોશ્વાસ પ્રમ સેવનારો પામે ॥ ૧૪ ॥

लक्खिगसट्ठी पणतीस, सहस दुसय
दसपलिय देवाउ ।

बंधइ अहिय जीवो, पणवीसुसास-

उस्सग्गो ॥१५॥

અર્થ —એકસઠ લાખ પાંત્રીસ હજાર બસો ને દશ પલ્યોપમનું દેવતાનું આયુષ્ય પચ્ચીસ શ્વાસોશ્વાસ પ્રમાણ એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરનાર જીવ બાંધે ॥ ૧૫ ॥

एव पावपराणं, हवेइ निरयाओ

अस्स बंधो वि ।

इअ नाउ सिरिजिणकित्ति-अम्मि धम्मम्मि

उज्जम कुणह ॥१६॥

અર્થ—હે ભવ્ય જીવો! પાપ કરનારાને એ પ્રમાણે નરકનો બંધ પણ દેવ છે એમ જીવોને શ્રી જિનેશ્વરે કહેલા ધર્મને વિષે ઉદ્યમ કરો ॥ ૧૬ ॥



# श्रीगौतमकुलकम्

लुद्धा नरा अत्थपरा हवति, मूढा नरा काम–
परा हवति ।
बुद्धा नरा खतिपरा हवति, मिस्सा नरा
तिन्निवि आयरति ॥१॥

અર્થ — લોભી પુરુષો ધન મેળવવા તત્પર હોય છે, મૂર્ખ પુરુષો કામ–ભોગમાં તત્પર હોય છે તત્ત્વના જાણ પુરુષો ક્ષમામાં તત્પર હોય છે અને મિશ્ર પુરુષો ધન, કામ અને ક્ષમામાં તત્પર હોય છે ॥ ૧ ॥

ते पडिया जे विरया विरोहे ते साहुणो जे
समय चरति ।
ते सत्तिणो जे न चलति धम्म, ते बधवा जे
वसणे हवति ॥२॥

અર્થ — જે વિરોધથી વિરમ્યા તે જ પંડિતો, જે સિદ્ધાંત ની રીતે ચાલે તે જ સાધુઓ, જે ધર્મથી ન ચળે તે જ સત્ત્વવંત, જે આપદા સમયે આપણા કામ તે જ બાંધવો જાણવો ॥ ૨ ॥

कोहाभिभूया न सुहं लहति, माणंसिणो
सोयपरा हवति ।

मायाविणो हुंति परस्स पेसा, लुद्धा महिच्छा
नरए उर्विति ॥३॥

અર્થ:—ક્રોધથી ભરેલા જીવો સુખ ન પામે માન શોધનારા જીવો શોક કરવામાં તત્પર હોય છે માયાવી જીવો પરના ચાકર થાય, લોભથી મહા ઇચ્છાવાળા જીવો નરકમાં ઉત્પન્ન થાય ॥ ૩ ॥

कोहो विस किं अमय अहिंसा, माणो अरी किं
हियमप्पमाओ ।
मायाभय किं सरण तु सच्च, लोहो दुहो
किं सुहमाह तुट्ठि ॥४॥

અર્થ—(વિષ તે શું ? અમૃત તે શું ? શત્રુ તે શું ? હિત તે શું ? ભય તે શું ? શરણ તે શું ? દુઃખ તે શું ? સુખ તે શું ?) ક્રોધ તે જ વિષ, અહિંસા તે જ અમૃત માન તે જ શત્રુ અપ્રમાદ તે જ હિત માયા તે જ ભય, સત્ય તે જ શરણ, લોભ તે જ દુઃખ, સંતોષ તે જ સુખ ॥ ૪ ॥

सुद्धी अचड भयए विणीय, कुद्ध कुसील
भयए अकित्ती ।
संभिन्नचित्त भयए अलच्छी, सच्चे ट्ठिय
सभयए सिरी य ॥५॥

અર્થ—વિનયવંત યોગ્ય માણસને બુદ્ધિ મળે એવી અને કુશીલિયાને અપકીર્તિ મળે અસ્થિર ચિત્તવાળાને અલક્ષ્મી મળે સત્યમાં સ્થિત થયેલાને લક્ષ્મી મળે ॥ ૫ ॥

चयति मित्ताणि नर कयग्घ, चयति पावाइ
मुणिं जयत।
चयति सुक्काणि सराणि हसा, चयइ बुद्धी
कुविय मणुस्स ॥६॥

અર્થ—કૃતઘ્ન પુરુષને મિત્રો તજે છે યત્નાવંત મુનિને પાપો તજે છે, સુકાઈ ગયેલા સરોવરોને હંસ પક્ષીઓ તજે છે કોપવંત મનુષ્યને બુદ્ધિ તજે છે ॥ ૬ ॥

अरोई अत्थ कहीए विलावो, असपहारे
कहीए विलावो।
विक्खित्तचित्ते कहीए विलावो, बहु कुसीसे
कहीए विलावो ॥७॥

અર્થ:—અરુચિવાળાને અર્થની વાત કહેવી, તે વિલાપ તુલ્ય જાણવી મત નયસ્થાને અર્થ કહેવો, તે વિલાપ તુલ્ય જાણવો આક્ષિપ્ત ચિત્તવાળાને જે કહેવું તે વિલાપ તુલ્ય જાણવું કુશિષ્યને ઘણું કહેવું તે વિલાપ તુલ્ય જાણવું ॥ ૭ ॥

दुट्ठाहिवा दडपरा हवंति, विज्जाहरा मतपरा
हवंति।

मुक्खा नरा कोवपरा हवंति, सुसाहुणो तत्तपरा
हवंति ॥८॥

અર્થ—દુષ્ટ રાજાઓ કલહમાં તત્પર હોય છે વિદ્યાધરો મંત્ર સાધવામાં તત્પર હોય છે મૂર્ખ પુરુષો કોપ કરવામાં તત્પર હોય છે ઉત્તમ સાધુઓ તત્ત્વ અર્થાત્ પરમાર્થમાં તત્પર હોય છે ॥ ૮ ॥

सोहा भवे उग्गतवस्स खंति,
समाहिजोगोपसमस्स सोहा ।
नाण सुझाण चरणस्स सोहा, सीसस्स सोहा
विणए पवित्ती ॥९॥

અર્થ—જેમ તપસ્વીવંત ક્ષમાથી શોભા પામે જે સમાધિયોગ છે તે જ ઉપશમની શોભા છે જ્ઞાન અને શુભ ધ્યાન તે જ ચારિત્રની શોભા છે વિનયમાં પ્રવૃત્તિ કરવી, તે જ શિષ્યની શોભા છે ॥ ૯ ॥

अभूसणो सोहइ बमयारी, अकिंचणो सोहइ
दिक्खधारी ।
बुद्धिजुओ सोहइ रायमति, लज्जाजुओ
सोहइ एगपत्ती ॥१०॥

અર્થ—બ્રહ્મચારી આભૂષણ વિના પણ શોભે છે,

દીક્ષાધારી અકિંચનપણું શોભે છે રાજાનો મંત્રી બુદ્ધિયુક્ત હોય તો શોભે છે પતિવ્રતા સ્ત્રી લજ્જાયુક્ત શોભે છે ॥ ૧૦ ॥

अप्पा अरी होइ अणवट्ठिअस्स, अप्पा
जसो सीलमओ नरस्स ।
अप्पा दुरप्पा अणवट्ठियस्स, अप्पा
जिअप्पा सरण गई य ॥११॥

અર્થ —અનવસ્થિત ચિત્તવાળાને પોતાનો જ આત્મા વૈરી હોય શીલવંત પુરુષનો આ આત્મા સર્વ દેશે જશ પામે અનવસ્થિત ચિત્તવાળાને પોતાનો જ આત્મા દુરાત્મા જાણવો જ્યારે આત્મા ઇંદ્રિયોને જીતી મનને વશ કરે ત્યારે જિતાત્મા સર્વ સારથી બીજા પ્રાણીઓને આશ્રયભૂત થાય ॥ ૧૧ ॥

न धम्मकज्जा परमत्थि कज्जं, न पाणिहिंसा
परम अकज्जं ।
न पेमरागा परमत्थि बंधो, न बोहिलाभा
परमत्थि लाभो ॥१२॥

અર્થ —ધર્મ કાર્ય સમાન ઉત્કૃષ્ટ કાર્ય નથી. જીવહિંસા સમાન ઉત્કૃષ્ટ અકાર્ય નથી પ્રેમરાગ સમાન ઉત્કૃષ્ટ બંધન નથી બોધિલાભ સમાન ઉત્કૃષ્ટ લાભ નથી ॥ ૧૨ ॥

न सेवियव्वा पमया परक्का, न सेवियव्वा
पुरिसा अविज्जा ।

न सेवियव्वा अहिमानि-हीणा, न सेवियव्वा पिसुणा मणुस्सा ॥१३॥

અર્થ—ડાહ્યા પુરૂષે પારકી સ્ત્રી ન સેવવી, વિદ્યા રહિત પુરૂષોને ન સેવવા, અભિમાની તથા નીચ પુરૂષોને ન સેવવા ચાડિયા પુરૂષોને ન સેવવા ॥ ૧૩ ॥

जे धम्मिया ते खलु सेवियव्वा, जे पंडिया ते खलु पुच्छियव्वा ।
जे साहुणो ते अभिवंदियव्वा, जे निम्ममा ते पडिलाभियव्वा ॥१४॥

અર્થ—જે પુરૂષો ધર્મવંત હોય, તે પુરૂષો નિશ્ચે સેવવા જે પુરૂષો પંડિત હોય, તે પુરૂષો નિશ્ચે પૂછવા યોગ્ય જાણવા, જે સાધુ મુનિરાજ છે તે સર્વ પ્રકારે વાંદવા યોગ્ય જાણવા જે સાધુઓ નિર્મમ હોય તેવા મુનિરાજોને અશનાદિક વ્હોરાવવા ॥ ૧૪ ॥

पुत्ता य सीसा य सम विभत्ता, रिसी य देवा य सम विभत्ता ।
मुक्खा तिरिक्खा य सम विभत्ता, मुआ दरिद्दा य सम विभत्ता ॥१५॥

અર્થ—ડાહ્યા પુરૂષ પુત્રો અને શિષ્યો, એ બેઉ સરખા જાણવા, ઋષિ અને દેવો એ બેઉ સરખા જાણવા, મૂર્ખાઓ

અને દૃતિય થી એ મેરુ સરખા જાણવા મરણ પામેલ અને દૃષ્ટિ એ મેરુ સરખા જાણવા ॥ ૧૫ ॥

सव्वा कला धम्मकला जिणाइ, सव्वा कहा
धम्मकहा जिणाइ ।
सव्व बल धम्मवल जिणाइ, सव्व सुह
धम्मसुह जिणाइ ॥१६॥

અર્થ—સર્વ કળાઓને ધર્મની કળા જીતનારી જાણવી, સર્વ કથાઓને ધર્મની કથા જીતનારી જાણવી, સર્વ બળને ધર્મનું બળ જીતનારું જાણવું સર્વ પ્રકારના સુખને ધર્મનું સુખ જીતનારું જાણવું ॥ ૧૬ ॥

जूए पसत्तस्स धनस्स नासो, मसे पसत्तस्स
दयाइ नासो ।
मज्ज पसत्तस्स जसस्स नासो, वेसापसत्तस्स
कुलस्स नासो ॥१७॥

અર્થ —જે પ્રાણી જુગાર રમવામાં આસક્ત હોય, તે પ્રાણીના ધનનો નાશ થાય જે પ્રાણી માંસમાં આસક્ત હોય, તે પ્રાણીની દયાનો નાશ થાય જે પ્રાણી મદિરામાં આસક્ત હોય, તે પ્રાણીનો જશ નાશ પામે. જે પ્રાણી વેશ્યામાં આસક્ત હોય, તે પ્રાણીના કુળનો નાશ થાય ॥ ૧૭ ॥

हिंसापसत्तस्स सुधम्मनासो, चोरीपसत्तस्स
सरीरनासो ।
तहा परत्थिसु पसत्तयस्स, सव्वस्स नासो
अहमा गई य ॥१८॥

અર્થ—જે પ્રાણી જીવહિંસામાં આસક્ત હોય, તે પ્રાણીના સઘળા ધર્મનો નાશ થાય. જે પ્રાણી ચોરીમાં આસક્ત હોય તે પ્રાણીના શરીરનો નાશ થાય તેમ જ જે પ્રાણી પરસ્ત્રીમાં આસક્ત હોય તે પ્રાણીના સર્વ દ્રવ્યનો અથવા સર્વ ગુણનો નાશ થાય; એટલું જ નહિ પરંતુ તે અધમગતિ પણ પામે ॥ ૧૮ ॥

दाण दरिद्दस्स पहुस्स खति, इच्छा निरोहो य
सुहोइयस्स ।
तारुण्णए इंदियनिग्गहो य, चत्तारि एआणि
सुदुक्कराणि ॥१९॥

અર્થ—દરિદ્ર અવસ્થામાં દાન દેવું તે દુષ્કર, પ્રભુપણામાં ક્ષમા રાખવી તે દુષ્કર, સુખોચિત પ્રાણીને ઈચ્છાનો રોધ કરવો તે દુષ્કર, તરુણાવસ્થામાં ઇંદ્રિયનો નિગ્રહ કરવો દુષ્કર છે ॥ ૧૯ ॥

असासयं जीवियमाहु लोए धम्मं चरे साहु
जिणोवइट्ठं ।

# श्रीआत्मावबोधकुलकम्

धम्मप्पहारमणिज्जे, पणमित्तु जिणे महिंद
नमणिज्जे ।
अप्पावबोहकुलयं, वुच्छं भवदुहकयपलयं ॥१॥

અર્થ:—આ ધર્મભાવ રમણીય અને મહેંદ્રોવડે નમનીય એવા જિનેંદ્રોને પ્રણામ કરી ભવદુઃખનો પ્રલય કરનાર આ આત્માવબોધ (અનુભવ) કુલક કહીશ ॥ ૧ ॥

अत्तावगमो नज्जइ, सयमेव गुणेहिं किं बहु भणसि ।
सूरुदओ लक्खिज्जइ, पहाइ न उ सवहानिवहेण ॥२॥

અર્થ:—જેમ સૂર્યઉદય સૂર્યની પ્રભાથી જણાય છે પણ શિપથ ખાવાના ખાવાથી પણ તે જણાતો નથી તેમ આ આત્મબોધ આ ગુણોવડે જ પોતાની મેળે જણાઈ આવે છે પરંતુ આ ગુણ વિના સમ્યક્ માત્ર બોલવા ખાવાથી આ આત્મબોધ થતો નથી, માટે વધારે શા માટે કહે છો ॥ ૨ ॥

दम-सम समत्त मित्ती संवेअ-विवेअ तिव्व
निव्वेआ ।
एए पगूढअप्पा–वबोहबीअस्स अंकुरा ॥३॥

અર્થ—ઈંદ્રિ દમન, મનોવિકાર શમન, સમ્યક્ત્વ

મૈત્રી સંવેગ અને તીવ્ર નિર્વેદ એ સર્વ આત્મબોધરૂપી બીજના અંકુર છે ॥ ૩ ॥

सो जाणइ अप्पाण, अप्पाण सो सुहाण न मु
कामी ।
पत्तम्मि कप्परुक्खे रुक्खे किं परयणा असणे ॥४॥

અર્થ:—જે આત્માને જાણે છે તેઓ (સંવેગ નિર્વેદ ભાવવાળા સંસારના) ક્ષુદ્ર સુખોના પ્રેમી નથી હોતા. જેને કલ્પવૃક્ષ પ્રાપ્ત થયું હોય તે અસન વૃક્ષની પ્રાર્થના કરે ખરો? ॥ ૪ ॥

निअविन्नाणे निरया, निरयाइ दुहं लहंति न
कया वि ।
जो होइ मग्गलग्गो, कह सो निवडेइ कूवम्मि ॥५॥

અર્થ:—આત્મવિજ્ઞાનમાં નિરંતર રક્ત એવો જીવ નરક તિર્યંચ, મનુષ્ય અને દેવતાનાં દુઃખો કદાપિ પણ પામતો નથી કારણ કે જે આત્મવિજ્ઞાનરૂપી સ્વસંવેદનરૂપી સીધી સડક પર જાય છે તે જીવ (નરકાદિ જેમાં છે એવા સંસારરૂપી) કૂવામાં કેમ પડે? ॥ ૫ ॥

तेसिं दूरे सिद्धी, रिद्धी रणरणयकारणं तेसिं ।
तेसिमपुण्णा आसा, जेसिं अप्पा न विन्नाओ ॥६॥

અર્થ:—જેણે આત્મા જાણ્યો નથી, તેની આશા નકામી

રહે છે તેને વીપે સિદ્ધિ તેનાથી દૂર રહે છે અને હૃદયમાં તેને દુઃખનું કારણ આમ છે ॥ ૬ ॥

ता दुत्तरो भवजलही, ता दुज्जेओ
महालओ मोहो।
ता अइविसमो लोहो, जा जाओ नो
निओ बोहो ॥७॥

અર્થ—ભવસમુદ્ર દુસ્તર ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી મહા વિસ્તારવાળો મોહ દુર્જય છે અને લોભ પણ ત્યાં સુધી જ વિષમ છે કે જ્યાં સુધી આત્મબોધ નથી થયો ॥ ૭ ॥

जेण सुरासुरनाहा, हहा अणाहुव्व वाहिया सो वि।
अज्झप्पझाणजलणे, पयाइ पयगत्तणं कामो ॥८॥

અર્થ—અહા! જેણે સુરેંદ્રોને અને અસુરેંદ્રોને અનાથની પેઠે પીડિત કર્યા છે તે મન્મથ કામ પણ અધ્યાત્મ ધ્યાનની અગ્નિમાં પતંગિયાની પેઠે ભસ્મ થઈ જાય છે ॥ ૮ ॥

जं बद्धं पि न चिट्ठइ, वारिज्जंत वि सरइ
असेसे (पसरइ असेसे)।
झाणबलेण तं पि हु, सयमेव विलिज्जइ चित्तं ॥९॥

અર્થ—જે બાંધ્યા છતાં પણ સ્થિર રહેતું નથી, વાર્યાં છતાં પણ ચારે બાજુએ ફર્યા કરે છે તેવું દુર્જયા

આથી મન ખરૂં આત્મધ્યાનના અભાવે પોતાની મેળે શાંત થાય છે ॥ ૯ ॥

बहिरंतरगमेया, विविहा वाही न दिंति तस्स दुहं ।
गुरुवयणाओ जेण, सुहझाणरसायण पत्त ॥१०॥

અર્થ —જેણે સદ્ગુરુના વચનથી ઉપદેશાયેલું શુદ્ધ ધ્યાનરૂપી રસાયણ પ્રાપ્ત કર્યું છે તેને બહિરંગ ( રોગાદિ ) અને અંતરંગ ( ક્રમક્રોધાદિ ) વિવિધ પ્રકારની વ્યાધિઓ દુઃખ આપી શકતી નથી ॥ ૧૦ ॥

जिअमप्पचिंतणपरं, न कोइ पीडेइ अहव पीडेइ ।
सा तस्स नत्थि दुक्खं, रिणमुक्खं
मन्नमाणस्स ॥११॥

અર્થ —જે જીવ આત્મચિંતવનમાં તત્પર થયેલ હોય, તેને કોઈ પીડા નથી કરતું, અથવા પીડા કરે તોપણ દુઃખ નથી થતું, કારણ કે તે દુઃખોથી પોતાને ઋણ મુક્ત થયેલો માને છે ॥ ૧૧ ॥

दुक्खाण खाणी खलु रागदोसा, ते हुंति
चित्तम्मि चलाचलम्मि ।
अज्झप्पजोगेण चएइ चित्तं, चलत्तमालाणिअ
कुंजरुव्व ॥१२॥

અર્થ —ખરેખર, રાગદ્વેષ એ દુઃખોની ખાણો છે તેની ઉત્પત્તિ ચિત્તની ચલાયમાન અવસ્થામાં થાય છે. જેમ સ્તંભે

આપેલો હાથી (જવા આવવાના) અસ્થાપણાનો ત્યાગ કરે છે, તેમ અધ્યાત્મયોગથી ચિત્ત ચપળતાનો ત્યાગ કરે છે ॥ ૧૨ ॥

एसो मित्तममित्त एसो सग्गो तहेव नरओ अ ।
एसो राया रको, अप्पा तुट्ठो अतुट्ठो वा ॥१३॥

અર્થ —આત્મા તુષ્ટમાન થયો તો મિત્ર છે સ્વર્ગ છે, અને રાજા પણ છે; અને એ અતુષ્ટમાન થયો તો શત્રુ છે નરક છે તેમ જ રંક પણ છે. આમ આત્માની ઉત્તમ વા અધમ સ્થિતિથી જ ઉત્તમ વા અધમ પરિણામ આવે છે ॥ ૧૩ ॥

लद्धा सुरनररिद्धी, विसया वि सया
निसेविआ णेण ।
पुण संतोसेण विणा, किं कत्थ वि
निव्वुई जाया ॥१४॥

અર્થ—આ જીવે દેવોની અને મનુષ્યોની ઋદ્ધિ પણ મેળવી, અને સદા વિષયો પણ વારંવાર સેવ્યા, તથાપિ સંતોષ વિના કોઈ પણ ઠેકાણે ક્યા પણ જીવને શાંતિ થઈ નહિ ॥૧૪॥

जीव ! सय चिअ निम्मिअ-तणुधणरमणी
कुटुंबनेहेण ।
मेहेण य दिणनाहो, छाइज्जसि तेअवंतो वि ॥१५॥

અર્થ।—જેમ તેજવાન સૂર્ય પણ મેઘથી આચ્છાદિત થાય છે તેમ હે જીવ ! તુ [illegible] એવા જ્ઞાન

પ્રકારે કરી તેજવાન છે છતાં પોતાની મેળે જ ઉત્પન્ન કરેલા-
નિર્મળ શરીર ધન, સ્ત્રી, કુટુંબના સ્નેહથી આચ્છાદિત
થય છે ॥ ૧૫ ॥

ज वाहिवालवेसानराण सुह वेरिआण साहीणे ।
देहे तत्थ ममत्तं, जिअ ! कुणमाणो वि किं
लहसि ? ॥१६॥

અર્થ:—આ દેહ વ્યાધિ, સર્પાદિ અને અગ્નિ વગેરે
તારા (આભ્યંતર) શત્રુઓને સ્વાધીન છે તે દેહ ઉપર
મમત્વ કરવાથી હે જીવ ! તને શું ફાયદો થય છે ? ॥૧૬॥

वरभत्तपाणण्हाणय-सिंगारविलेवणेहिँ पुट्ठो वि ।
निअपहुणो विहडंतो, सुणएण वि न सरिसो
देहा ॥१७॥

અર્થ —ઉત્તમ ભોજન, પાન, સ્નાન, શૃંગાર, વિલેપનાદિથી
પોષણ (પુષ્ટિ) કર્યો છતાં, પોતાના માલિકને છોડી જનાર
શ્વાનના સરખો પણ ગુણ તેમાં (દેહમાં) નથી ॥ ૧૭ ॥

कट्ठाइ कट्ठुअ बहुहा, जं धणमावज्जिअ तए
जीव ! ।
पट्ठाइ तुज्झ दाउं स अंते गहिअमन्नेहिँ ॥१८॥

અર્થ —હે જીવ ! ઘણું ઘણું પ્રકારે અત્યુગ્રમતાં કષ્ટો
સહન કરી તે જે ધન ઉપાર્જન કર્યું તે ધને તને તો કષ્ટ જ
આપ્યું અને મૃત્યુ સમયે તેને બીજાએ જ ગ્રહણ કર્યું ॥૧૮॥

जह जह अन्नाणवसा, धणधन्नपरिग्गहं बहु

कुणसि ।

तह तह लहु निमज्जसि, भवे भवे भारिअतरि

व्व ॥१९॥

અર્થ—હે જીવ! જેમ જેમ તું અજ્ઞાન દશાથી ધન-ધાન્યાદિ પરિગ્રહ ઘણો મોટો કરે છે તેમ તેમ પ્રમાણથી અધિક ભાર ભરેલા નાવની માફક તું વરત જ ભવોભવમાં ડૂબે છે ॥૧૯॥

जा सुविणे वि हु दिट्ठा, हरेइ देहीण देहसव्वस्सं ।

सा नारी मारी इव, चयसु तुहं सुपलत्तेण ॥२०॥

અર્થ—માનસિક દુર્ધ્યાનથી સ્વપ્ન વિષે દેખવા-માત્રથી પણ જે સ્ત્રી મનુષ્યના દેહનું સર્વસ્વ હરી લે છે તે સ્ત્રીને ભૂત કરનારી જેવી (રોગ વિશેષરૂપ જેવી) તું તેનો ત્યાગ કર ॥ ૨૦ ॥

महिलससि चित्तसुद्धिं, रज्जसि महिलासु

अहह मूढप्प ।

नीलीमिलिए वत्थम्मि, धवलिमा किं थिर

ठाइ ॥२१॥

અર્થ—મનશુદ્ધિની અભિલાષા રાખે છે અને સ્ત્રીઓ વિષે આસક્ત થાય છે અહા! હું વારું મૂઢાત્મા! ગળીની

સાથે મેલાં વસ્ત્રમાં પોતાના કેટલો વખત રહી શકશે ? ॥ ૨૧ ॥

मोहेण भवदुरिए, पथिअ खित्तोसि नेहनिगडेहिं।
घणवमिसेण मुक्का, पाहुरिआ तेसु को राओ? ॥२२॥

અર્થ —મોહ રાજાએ તને સ્નેહરૂપી બેડીઓથી બાંધી સંસાર રૂપ બંદીખાનામાં નાખ્યો છે આ બંધુઓના (માતા-પિતા, સગાસંબંધી વગેરેના) બહાનાથી (નાશી ન જાય માટે) પહેરેગીર મૂક્યા છે માટે સંસારમાં પૂરી રાખનાર તે બંધુ પર શો રાગ કરવો ? ॥ ૨૨ ॥

धम्मो जणओ करुणा, माया माया विवेगनामेणं।
खंति पिआ सप्पुत्तो गुणो कुटुंब इम कुणसु ॥२३॥

અર્થ —ધર્મ એ જ પિતા કરુણા તે જ માતા, વિવેક નામનો ભ્રાતા, ક્ષમા એ પ્રિય સ્ત્રી, અને જ્ઞાન, ધ્યાન, ચારિત્રાદિ ગુણરૂપ ઉત્તમ પુત્રોને તું તારું ખરેખરું કુટુંબ બનાવ ॥૨૩॥

अइपालिआइ पगइरपिआइ ज भामिओसि पयेउ।
सत्ते वि पुरिसकारे, न लज्जसे जीव ! तेणपि ॥२४॥

અર્થ —હે જીવ ! તારામાં પુરુષકાર (પુરુષાર્થ) હોવા છતાં પણ અતિ પાલન કરેલી એવી કર્મ પ્રકૃતિરૂપ સ્ત્રીઓએ તને ચાર ગતિમાં પરિભ્રમણ કરાવ્યો તેથી તને (હજી) પણ શું લજ્જા નથી આવતી ? ॥ ૨૪ ॥

सयमेव कुणसि कम्म, तेण य वाहिज्जसि
तुमं चेव ।

रे जीव! अप्पवेरिअ, अन्नस्स य देसि किं
दोस ॥२५॥

અર્થ—તું પોતે જ કર્મ કરે છે અને તેનાથી જ નિશ્ચય ચારે ગતિમાં પરિભ્રમણ કરે છે. તે છતા હે આત્મ વૈરી જીવ! તું બીજાને (કર્મને) શા માટે દોષ આપે છે? ॥૨૫॥

त कुणसि त च जपसि, त चिंतसि जेण
पडसि वसणोहे ।
एय सगिहरहस्स, न सक्किमो कहिउमन्नस्स ॥२६॥

અર્થ—હે આ મન! તું એવા શ્રમ કરે છે એવા શબ્દ બોલે છે અને એવા વિચાર કરે છે કે જેથી દુઃખના સમુદ્રમાં જ જઈ પડે છે આ પોતાના ઘરની છૂપી વાત બીજાને કહેવાને હું શક્તિમાન નથી અર્થાત ઘરની ગુપ્ત વાત બીજાને હું શું કહું? (એવું સમતા પોતાના પતિને કહે છે) ॥૨૬॥

पंचिंदियपरा चोरा, मणजुवरन्नो मिलित्तु पावस्स ।
निअनिअअत्थे निरता मूलट्ठिइ तुज्झ लुपंति ॥२७॥

અર્થ—હે આત્મન્! પોતપોતાના વિષયમાં આસક્ત આ પાંચ ઇન્દ્રિયરૂપ મહાન ચોર, પાપી મનરૂપ યુવરાજની સાથે મળી તારી (જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ) મૂળ સ્થિતિને અર્થાત તારા આત્મગુણરૂપ મૂળ ધનને લૂટી લે છે ॥૨૭॥

हणिओ विवेगमती, भिन्न चउरगधम्मचक्क पि ।
मुट्ठं नाणाइधण, सुम पि छुटो कुगइकूवे ॥२८॥

અર્થ—તેઓએ આ વિવેકરૂપી મણીને ફેંકી નાખ્યો, ચતુરંગ ધર્માંગને (મનુષ્યજન્મ, ધર્મશ્રવણ, શ્રદ્ધા અને સંયમવીર્યરૂપને) પણ ભેદી નાખ્યું જ્ઞાનાદિ ધનને હર્યું અને તને પણ દુર્ગતિ-કૂપમાં નાખ્યો ॥ ૨૮ ॥

इत्तिअकाल हुतो पमायनिद्दाइगलियचेअन्नो ।
जइ जग्गिओ सि सपइ गुरुवयणा ता न
वेयसि ॥२९॥

અર્થ—આટલા કાળ સુધી તું પ્રમાદરૂપ નિદ્રાએ કરી ગલિત ચૈતન્યવાળો થઈ ગયો હતો, પરંતુ હવે જો તું જાગૃત થયો છે તો ગુરુના વચનોથી તારું સ્વરૂપ તું કેમ જાણતો નથી? ॥ ૨૯ ॥

लोगपमाणो सि तुमं, नाणमओऽणतवीरिओ सि
तुमं ।
नियरत्थिठिइ चिंतसु, धम्मज्झाणा
सणासीणो ॥३०॥

અર્થ—હે આત્મન્! તું લોક પ્રમાણ છે-જ્ઞાનમય છે, અનંત વીર્યવાન છે ધર્મધ્યાનરૂપી આસનપર બેસી તારી આ મહાત્મ્યસ્થિતિ કેવી છે તેનો વિચાર તો કર ॥ ૩૦ ॥

का य मणो जुत्तराया को वा राया इ
रज्जपम्मसे ।

जइ जगिओ सि सपइ, परमेसर पइस
चेअन्न ॥३१॥

અર્થ—જો હમણાં તું જાગૃત જ થયો છે તો તું (તારા ચેતનમાં) પોતે જ પરમેશ્વર છે અને તેમ છે તો પછી અત્ર ભ્રાન્તિ મનરૂપી યુવરાજના અને મોહરૂપી રાજાના શા ભાર છે? અને તને હવે રાજ્યથી કોણ ભ્રષ્ટ કરે એમ છે? ॥ ૩૧ ॥

नाणमओ वि जडो त्ति स, पहू वि चोरु व्व
जत्थ जाओ सि ।
भवदुग्गम्मि किं तत्थ, वससि साहीण
सिवनयरे ॥३२॥

અર્થ—જ્ઞાનમય છતાં જડ જેવો તું થઈ ગયો છે? વળી પ્રભુ હોવા છતાં ચોર જેવો કાં બની ગયો છે? જે ભવદુર્ગમાં (સંસારરૂપી, દુઃખે પ્રવેશ થાય એવા કિલ્લામાં) મોક્ષનગર (સુખે) સ્વાધીન હોવા છતાં કેમ વસી રહ્યો છે? ॥૩૨॥

जत्थ कसाया चोरा, महावया सावया सया घोरा ।
रोगा दुट्ठभुअगा, आसासरिआ घणनरगा ॥३३॥

અર્થ—(ભવરૂપ દુર્ગમ કિલ્લો-પર્વત કેવો છે અને તેને લીલામાત્રમાં કેમ ભેદાય તે કહે છે) જ્યાં ચોરો જેવા ચાર કષાય છે, મહાભયંકર હિંસક પ્રાણી જેવી સદા આપ-દાઓ વસે છે, જ્યાં દુષ્ટ સર્પો જેવા રોગો ભરેલા છે અને ઘણા નરકોની નદી જેવી આશા છે ॥ ૩૩ ॥

चिंताडवी सकट्ठा, पहुलतमा सुंदरी दरी दिट्ठा ।
खाणी गई अणेगा, सिहराइ अट्ठमयमेआ ॥३४॥
रयणिमरो मिच्छत्त, मणदुक्कडओ सिलातल
ममत्त ।
तं भिंदसु भवसेलं, झाणासणिणा जिअ
सहेलं ॥३५॥

અર્થ—ઝાડી સહિત અટવી જેવી ચિંતા છે અને જ્યાં ઘણા જ અધમસ્થાની ગુફાના જેવી સ્ત્રી દેખાય છે અને ખોવાઈ જેવા એવી બાર અતિઓ છે અને જેના આઠ મદ છે એવા મદના જ્યાં શિખરો છે ॥ ૩૪ ॥

અર્થ—જ્યાં સઘન જેવું મિથ્યાત્વ રહે છે અને જ્યાં મનના પક્ષથી ઉત્પન્ન થયેલ મમત્વરૂપી શિલા છે તે સંસારરૂપી અંધ-દુર્ગમ પર્વતને ધ્યાનરૂપી વજ્રથી લીલામાત્રમાં હે જીવ! તું ભેદી નાખ ॥ ૩૫ ॥

जत्यत्थि आयनाणं नाणं विरयाण
सिद्धसुहयत ।
सेस पहु वि अहिय, जाणसु
आजीविआमित्तं ॥३६॥

અર્થ—જ્યાં આત્મજ્ઞાન છે ત્યાં નિશ્ચયજ્ઞાન છે અને સિદ્ધિસુખને આપનારું પણ તે જ જ્ઞાન છે બીજું ઘણું ય

કાં તો અહિત કરે છે અને કાં તો આજીવિકામાત્ર છે એમ જાણ્યું ॥ ૩૬ ॥

सुवह्रु अहिअ जह जह, तह तह गव्वणे
पूरिअ चित्त ।
हिअअप्पनोहरहिअस्स, ओसहाउ उट्ठिओ
वाही ॥३७॥

અર્થ—જેમ જેમ અધિક ભણ્યું તેમ તેમ ગર્વથી ચિત્ત અધિક પુરાયું અને હૃદય-આત્મબોધ વગરનાને એ બહુ ભણતરરૂપી ઓષધમાંથી રોગ ઉત્પન્ન થયો ॥ ૩૭ ॥

अप्पाणमयोहता, पर वियोहति केइ ते घि जडा ।
भण परियणम्मि छुहिए, सत्तागारेण किं कज्ज ॥३८॥

અર્થ—આત્માને બોધ કર્યા વગર કેટલાક બીજાને વિશેષ બોધ કરવા જાય છે તેઓ પણ ખરેખર જડ (મૂર્ખ) છે એક બાજુ પોતાનો પરિવાર ભૂખ્યો છે છતાં તેઓને દાન શાળા માંડવાનું શું પ્રયોજન છે તે તું કહે ? ॥ ૩૮ ॥

घोहति पर किं घा, मुणति काल नरा
पठति सुअ ।
टाण मुअति सया वि हु, विणाऽऽयघोह पुण न
सिद्धी ॥३९॥

અર્થ—બીજાને બોધ આપે છે જ્યોતિષ વગેરેથી ભવનું સ્વરૂપ જાણે છે સૂત્ર જાણે છે વળી સદા ચિત્તાદિ વખાન (પરભાર, દેશ) છોડે છે છતાં તેઓને આત્મજ્ઞાન ન હોવાથી (તેમની) સિદ્ધિ તો નથી જ ॥ ૩૯ ॥

अवरो न निंदिअव्वो, पससिअव्वो कया वि न हु
अप्पा।
समभावो कायव्वो बोहस्स रहस्स मेणमेव ॥४०॥

અર્થ—પરની નિંદા ન કરવી કોઈ વખતે પણ પોતાની પ્રશંસા ન કરવી અને સમભાવ રાખવો—આ જ (આત્મ) બોધનું રહસ્ય છે ॥ ૪ ॥

परसक्खित्त भजसु, रंजसु अप्पाणमप्पणा चेव।
वज्जसु विविहकहाओ, जइ इच्छसि
अप्पविन्नाण ॥४१॥

અર્થ—જો તને આત્મવિજ્ઞાનની (આત્માના અનુભવની) ઈચ્છા હોય તો બીજાના ચરિત્રોને છોડી દે આત્માને આત્મા વડે જ રાજી કર અને વિકથા મૂકી દે ॥ ૪૧ ॥

त भणसु गणसु वायसु, झायसु उवइससु
मायरेसु जिआ।
खणमित्तमपि विअक्खण, आयारामे रमसि
जेणं ॥४२॥

અર્થ—હે જીવ! તે ભણ તે ગણ, તે ધાર, તેનું ધ્યાન ધર તે ઉપદેશ, તે આચર કે જેથી હે વિચક્ષણ! ક્ષણમાત્ર પણ તું આત્મરૂપી બાગમાં રમે ॥ ૪૨ ॥

इय जाणिऊण तत्त, गुरुवइट्ठ पर कुण पयत्त ।
लहिऊअ केवलसिरिं, जेण जयसेहरो होसि ॥४३॥

અર્થ—આ પ્રકારે ગુરૂઓએ ઉપદેશેલા તત્ત્વને જાણીને પ્રયત્ન કર, કે જેથી કેવળશ્રી (કેવળજ્ઞાન) પામીને જયશેખર (આઠ કર્મોનો જય કરનાર) થઈશ ॥ ૪૩ ॥

[ આ ગાથામાં આ કુલકના કર્તાનું 'જયશેખર' એવું નામ સૂચિત થયેલું જણાય છે ]



# श्रीजीवानुशास्तिकुलकम्

रे जीव ! किं न बुज्झसि, चउगइससारसायरे घोरे।
भमिओ अणंतकाल, अरहट्टघडि व्व जलमज्झे ॥१॥

અર્થ– હે જીવ! ચારગતિરૂપ ભયંકર સંસારસમુદ્રમાં, ઘાણીમાં રહેલા બળદોની પેઠે અનંતકાળ સુધી તું ભમ્યો, (છતાં) કેમ બોધ પામતો નથી? ॥ ૧ ॥

रे जीव ! चिंतसि तुम, निमित्तमित्त परो हवइ तुज्झ।
असुहपरिणामजणिय, फलमेय पुव्वकम्माण ॥२॥

અર્થ— હે જીવ! બીજા તો તને નિમિત્તમાત્ર જ છે. અને આ (બધું) અશુભ પરિણામથી ઉત્પન્ન કરેલ પૂર્વ કર્મનું ફળ છે તે તું ચિંતવે છે? ॥ ૨ ॥

रे जीव ! कम्मभरिय, उवएस कुणसि मूढ ! विवरीअ।
दुग्गइ गमणमणाण, एसच्चिय हवइ परिणामो ॥३॥

અર્થ— હે મૂઢ જીવ! કર્મથી ભરેલો વિપરીત ઉપદેશ તું કરે છે દુર્ગતિમાં જવાની ઇચ્છાવાળાના મનમાં આ જ પરિણામ હોય છે ॥ ૩ ॥

रे जीव ! तुम सीसे, सवणा दाऊण सुणसु मह वयण ।
जं सुक्ख न वि पाविसि, ता धम्मविवज्जिओ नूण ॥४॥

અર્થ—હે શિષ્ય જીવ ! તું કાન દઈને મારું વચન સાંભળ ! તું સુખ પામશે જ નહી માટે ખરેખર ધર્મ કઠિન જ છે ॥૪॥

रे जीव ! मा विसाय, जाहि तुम पिच्छिऊण पररिद्धी ।
धम्मरहियाण कुत्तो, सपज्जइ विविहसपत्ती ॥५॥

અર્થ—હે જીવ ! બીજાની ઋદ્ધિ જોઈને તું વિષાદ પામ નહીં ધર્મ વિનાના જીવને વિવિધ પ્રકારની સંપત્તિઓ ક્યાંથી પ્રાપ્ત થાય ! ॥૫॥

रे जीव ! किं न पिच्छसि ? झिज्जत जुव्वण धण जीअ ।
तहवि हु सिग्घ न कुणासि, अप्पहिय पवराजिणधम्म ॥६॥

અર્થ—હે જીવ ! યૌવન, ધન અને જીવિતને નાશ પામતા શું તું નથી જોતો ? તોપણ આત્મહિતકારી શ્રેષ્ઠ જિનધર્મ ખરેખર તું નથી કરતો (નથી આચરતો) ॥૬॥

रे जीव ! माणवज्जिअ, साहसपरिहीण दीण
गयलज्ज ।
अच्छसि किं विसत्थो, न हु धम्मे आयर
कुणासि ॥७॥

અર્થ—હે માન વિનાના, સાહસ રહિત મલીનમુખ, નિર્લજ્જ જીવ! વિશ્વાસઘાતી થઈને કેમ બેઠો છે? તું ધર્મમાં બિલકુલ આદર કરતો જ નથી ॥ ૭ ॥

रे जीव ! मणुयजम्म, अकयत्थं जुव्वणं च
वोळीणं ।
न य चिण्ण उग्गतव, न य लच्छी माणिआ
पवरा ॥८॥

અર્થ—હે જીવ! નિપુણ મનુષ્ય જન્મ, અને યૌવન આધીન થયા, છતાં તપ પણ ન આચર્યું અને ઉત્તમ પ્રકારની લક્ષ્મી પણ ન મેળવી ॥ ૮ ॥

रे जीव ! किं न कलो, तुज्झ गओ परमुह
नीयतस्स ।
जं इच्छिय न पत्त, तं असिधारावय चरसु ॥९॥

અર્થ—હે જીવ! જીવનના મોહ સારૂ (જીવિતને લેવી રહેલા) એવા તારો વખત (નકામો) નથી ગયો? જે તને

ઇચ્છિત કહ્યું તે તો ન મળ્યું, માટે અરૂપપદ સરખું મંદ ભાગ્ય ॥ ૯ ॥

इय मा मुणसु मणेण, सुज्झ सिरी आ
परस्स आइत्ता ।
ता आयरेण गिण्हसु, सगोवय विविहपयत्तेण ॥१०॥

અર્થ—તારી લક્ષ્મી પરમાત્માને તાબે છે એમ તું મનથી ન માન, પણ આદરપૂર્વક તેને (તારા આત્મગુણોને) ગ્રહણ કર અને વિવિધ પ્રયત્નવડે તેનું રક્ષણ કર। ॥ ૧૦ ॥

जीविअ मरणेण सम, उप्पज्जइ जुव्वण सह जराए।
रिद्धी विणाससहिआ, हरिसविसाओ न
कायव्वो ॥११॥

અર્થ—હે જીવ! જીવિત મરણની સાથે, યૌવન જરા સાથે અને ઋદ્ધિઓ વિનાશ સાથે ઉત્પન્ન થાય છે (તેથી) જીવિતાદિનો હર્ષ કે મરણાદિનો વિષાદ ન કરવો ॥ ૧૧ ॥ ઇતિ



## अथ इन्द्रियादि–
# विकारनिरोधकुलक

रज्जाइभोगतिसिया, अट्टवसट्टा पडति तिरिएसु ।
जाईमएण मत्ता, किमिजाइ चेव पावंति ॥१॥

અર્થ—રાજ્યાદિના ભોગની તૃષ્ણાવાળા આર્ત ધ્યાનને વશ દુઃખી થઈ તિર્યંચમાં પડે છે અને જાતિમદ વડે મદોન્મત્ત થયેલા કૃમિયાની જાતિમાં જન્મ પામે છે ॥ ૧ ॥

कुलमत्ति सियालत्ते, उट्टाईजोणि जंति रूवमए ।
बलमत्ते वि पयगा, बुद्धिमए कुक्कडा हुंति ॥२॥

અર્થ—કુલમદ કરનારા શિયાળપણે અને રૂપનો મદ કરનારા ઊંટાદિની યોનિમાં ઉત્પન્ન થાય છે બળમદ વડે પતંગિયા, અને બુદ્ધિમદથી કુકડા થાય છે ॥ ૨ ॥

रिद्धिमए साणाई, सोहग्गमएण सप्प-कागाई ।
नाणमएण वइल्ला, हवति मय अट्ठ अइदुट्ठा ॥३॥

અર્થ—ઋદ્ધિમદે કરીને કૂતરા વગેરે, સૌભાગ્યમદે કરીને સર્પ-કાગડા વગેરે, અને જ્ઞાનમદ વડે કરીને બળદો થાય, એમ આઠેય પ્રકારના મદો અવિશુદ્ધ છે ॥ ૩ ॥

कोहणसीला सीही, मायावि बगत्तणम्मि वच्चति ।
लोहिल्ल मूसगत्ते, एव कसाएहिं भमडति ॥४॥

અર્થ—ક્રોધી પ્રાણીઓ અગ્નિમાં ઉત્પન્ન થાય છે માયાવી બગલાપણાને પામે છે અને લોભી ઉંદરપણું પામે છે એ પ્રકારે કષાયો વડે જીવો દુર્ગતિઓમાં ભમે છે ॥ ૪ ॥

माणसदंडेण पुण, तंदुलमच्छा हवंति मणदुट्ठा ।
सुय तित्तर-लावाई, होउं वायाइ वज्झंति ॥५॥

અર્થ—વળી દુષ્ટ મનવાળા મનદંડ વડે કરીને તંદુલિયા મત્સ્યો થાય છે અને વચનદંડ વડે જીવો પોપટ તેતર, લાવરી વગેરે પક્ષીઓ થઈને બંધનમાં પડે છે ॥ ૫ ॥

काएण महामच्छा, मजारा (उ) हवंति तह कूरा ।
त त कुणंति कम्मं, जेण पुणो जंति नरएसु ॥६॥

અર્થ—કાયદંડ વડે કરીને ક્રૂર એવા મોટા મત્સ્યો અને બિલાડાઓ થાય છે વળી તેઓ તેમાં પુનઃ મન વચન કાયાથી તે તે કર્મો કરે છે કે જેથી ત્યાંથી મરીને નારકીમાં જાય છે ॥ ૬ ॥

फासिंदियदोसेण, वणसुयरत्तम्मि जंति जीया वि ।
जिह्वालोलुय बगा, घाणवसा सप्पजाईसु ॥७॥

અર્થ—સ્પર્શેન્દ્રિયના દોષથી જીવો વનમાં ભૂંડપણે ઉપજે છે રસનેન્દ્રિયમાં લોલુપ જીવો બગ થાય છે અને ઘ્રાણેન્દ્રિયને વશ પણાથી સર્પની જાતિઓમાં ઉત્પન્ન થાય છે ॥૭॥

नयणिंदिय पयगा, हुंति मया पुण सवणदोसेण ।
एए पंच वि निहणं, वयंति पंचिंदिएहिं पुणो ॥८॥

અર્થ—ચક્ષુ ઇંદ્રિયના દોષથી પતંગિયા, અને મીન ઇંદ્રિયના દોષથી ભ્રમરા નાશ થાય છે તેમ એ પાંચે જીવો જેઓ એકેક ઇંદ્રિયો વડે ફરીથી પણ નાશ પામે છે ॥ ૮ ॥

जत्थ य विसयविरागो, कसायचाओ गुणेसु
अणुरागो।
किरिआसु अप्पमाओ, सो धम्मो सिवसुहो
लोए (वाओ)॥९॥

અર્થ—(માટે હે જીવ!) જેમાં વિષયોથી વિરાગ, કષાયોનો ત્યાગ, ગુણોમાં પ્રીતિ અને ક્રિયાઓમાં અપ્રમાદીપણું છે તે ધર્મ જ જગતમાં મોક્ષસુખ આપવાવાળો છે ॥ ૯ ॥



# अथ कर्मकुलक

तेल्लुक्किमल्लस्स महल्लस्स, महावीरस्स दारुणा ।
उवसग्गा कह हुंता, न हुंत जइ कम्मय ॥१॥

અર્થ:—ત્રણ લોકમાં અદ્વિતીય મલ્લ એવા શ્રી મહાવીર પ્રભુને પણ ભયંકર ઉપસર્ગો થયા તે જો કર્મ ન હોય તો કેમ થાય ? ॥૧॥

वीरस्स मेंढि (मिंढु) यग्गामे, केवलिस्सावि दारूणो ।
अइसारो कह हुंतो, न हुंत जइ कम्मय ॥२॥

અર્થ:—જો કર્મ ન હોય તો મહાવીર સ્વામીને કેવળ જ્ઞાની છતાં મેંઢિક ગામમાં ભયંકર અતિસાર કેમ થાય ? ॥૨॥

वीरस्स अट्ठिअग्गामे, जक्खाओ सूलपाणिणो ।
वेअणाओ कह हुंती, न हुंत जइ कम्मय ॥३॥

અર્થ:—કર્મનું અસ્તિત્વ ન હોય તો અસ્થિક ગામમાં શૂલપાણિ યક્ષથી શ્રમણ વીર ભગવાનને પણ વેદનાઓ થઈ તે કેમ બને ? ॥૩॥

दारूणाओ सलागाओ, कन्नेसु वीरसामिणो ।
पक्खिवंतो कह गोवो, न हुंत जइ कम्मय ॥४॥

અર્થ:—જો તેનું કર્મ ન હોય તો મહાવીર સ્વામીના કાને ગોવાળિયો ભયંકર ખીલા કેમ ઠોકી શકે ? ॥૪॥

वीस वीरस्स उवसग्गा, जिणिंदस्सावि दारुणा ।
सगमाओ कह हुता, न हुत जइ कम्मय ॥५॥

અર્થ—જો કર્મ ન હોત તો તીર્થંકર શ્રીવીરપરમાત્માને પણ સંગમદેવથી ભયંકર વીસ ઉપસર્ગો કેમ થાત ? ॥ ૫ ॥

गयसुकुमाल(स्स)सीसम्मि, खाइरगारसंचय ।
पक्खिवतो कह भट्टो, न हुत जइ कम्मय ॥६॥

અર્થ—જો કર્મ ન હોત તો ગજસુકુમાળના મસ્તક ઉપર ખેરના બળતા અંગારા સોમિલ નામના બ્રાહ્મણે ભર્યા તે કેમ બને ? ॥ ॥

सीसा उ खंदगस्सावि, पीलिज्जता तया कह ।
ज तेण पालएणावि, न हुंत जइ कम्मय ॥७॥

અર્થ—જો કર્મ ન હોત તો તે વખતે ખંધક મુનિના શિષ્યોને ઘાણી યંત્રમાં કેમ પીલી શકત ? ॥ ૭ ॥

सणकुमारपामुक्खचक्किणो वि सुसाहुणो ।
वेयणाओ कह हुता न हुत जइ कम्मय ॥८॥

અર્થ—જો કર્મ ન હોત તો સનત્કુમાર ચક્રવર્તી વગેરે (ના)મ સાધુઓને પણ વેદનાઓ થઈ તે કેમ થાય ? ॥ ૮ ॥

कोसवीए निवठस्स दारुणा अच्छिवेयणा ।
धणिणा वि कह हुआ न हुत जइ कम्मय ॥९॥

અર્થ—જો કર્મ માનવામા ન આવે તો કોશામ્બી નગરીમા નિર્ગ્રંથ એવા પણ મુનિને એક સીમ વગો લવ કર નેત્ર પીડા થઈ તે કેમ થાય? ॥ ૯ ॥

नमिस्सतोमहादाहो, नरिंदस्सावि दारुणो ।
महिलाए कह हुतो, न हुत जइ कम्मय ॥१०॥

અર્થ—નમિરાજર્ષી જેવા નરેન્દ્રને પણ પોતાની સ્ત્રીઓનાં કંકણોના અવાજથી અંતરમાં મોટો દાહ થયો, તે જો કર્મ ન હોય તો કેમ હોઈ શકે? ॥૧ ॥

अघत्त घमदत्तस्स, सुदेहस्सावि दुस्सह ।
घक्किस्सावि कह हुत, न हुत जइ कम्मय ॥११॥

અર્થ—સુંદર શરીરવાળા બ્રહ્મદત્ત ચક્રવર્તીને પણ કર્મ વિના બીજા ક્યા કારણથી દુસ્સહ આપદા પ્રાપ્ત થાય? ॥ ૧૧ ॥

नीयगुत्ते जिणिंदो वि, भूरिपुण्णो वि भारहे ।
उपज्जतो कह धीरो, न हुत जइ कम्मय ॥१२॥

અર્થ—મોટા પુન્યવાળા જિનેન્દ્ર શ્રી મહાવીર પણ આ ભરતક્ષેત્રમા નીચ ગોત્રમા ઉત્પન્ન થયા, તેનુ કર્મ સિવાય અન્ય શુ કારણ હોઈ શકે? ॥ ૧૨ ॥

अयतीसुकुमालो वि, उज्जेणीए महायसो ।
कह सिवाइ खमतो, न हुत जइ कम्मय ॥१३॥

અર્થ—ઉજ્જયિની નગરીમાં મોટા યશવાળા અવન્તી-સુકુમાળનું શિયાળણીએ ભક્ષણ કર્યું તેનું કારણ કર્મ જ હોઈ શકે ॥૧૩॥

सईए सुद्धसीलाए, भत्तारा पंच पंडवा ।
दोवईए कह हुंता, न हुंत जइ कम्मयं ॥१४॥

અર્થ—પવિત્ર શિયળવાળી સતી એવી દ્રૌપદીને પાંચ પાંડવો પતિ થયા, તે કર્મ સિવાય કેમ બને ? ॥૧૪॥

सियपुत्ताइजीवाण, कुलीणाण वि तारिसं ।
महादुक्खं कह हुंतं, न हुंत जइ कम्मयं ॥१५॥

અર્થ—કુલીન એવા પણ મૃગાપુત્ર વગેરે જનો જીવોને તે તે પ્રકારનું દુઃખ થયું તે તેવા પ્રકારનું કર્મ ન હોય તો કેમ બને ? ॥૧૫॥

वसुदेवाईण हिंडी, रायवसाऽऽगयाण वि ।
तारुण्णे वि कह हुंता, न हुंत जइ कम्मयं ॥१६॥

અર્થ—જો કર્મ ન હોત તો, રાજાના વંશમાં ઉત્પન્ન થયેલા વસુદેવાદિને યૌવનઅવસ્થામાં પણ કેમ ભટકવું પડત ? ॥૧૬॥

वासुदेवस्स पुत्तो वि, नेमिसीसो वि ढंढणो ।
अलाभिल्लो कह हुंतो, न हुंत जइ कम्मयं ॥१७॥

અર્થ—વાસુદેવના પુત્ર તેમ જ તીર્થંકર પરમાત્મા નેમિનાથના શિષ્ય છતાં પણ ઢંઢણઋષિને ગોચરી છ મહિના

સુધી મળી નહિ, તે તેવું કર્મ ન હોય તો કેમ બને ? (૧૭)

कण्हस्स वासुदेवस्स, मरण एगागिणो वणे ।
भाउयाओ कह हुत, न हुत जइ कम्मयं ॥१८॥

અર્થ—જો કર્મ ન હોય તો વાસુદેવ છતાં વનમાં એકલા પડેલા કૃષ્ણનું પોતાના ભાઈથી જ મરણ કેમ થાત ? ॥ ૧૮ ॥

नावारूढस्स उवसग्गो, वद्धमाणस्स दारुणो ।
सुदाढाओ कह हुतो, न हुत जइ कम्मय ॥१९॥

અર્થ—જો કર્મ ન હોત તો નાવમાં બેઠેલા શ્રીમાન્ વર્દ્ધમાનસ્વામીને સુદંષ્ટ્રથી ભયંકર ઉપસર્ગ કેમ થાત ? ॥૧૯॥

पासनाहस्स उवसग्गो, गाढो तित्थकरस्स वि ।
कमठाओ कह हुतो, न हुत जइ कम्मय ॥२०॥

અર્થ—તીર્થંકર છતાં પરમાત્મા શ્રી પાર્શ્વનાથ ભગવાનને કમઠથી આકરા ઉપસર્ગ થયા તે કર્મ વિના કેમ બને ? ॥ ૨૦ ॥

अणुत्तरा सुरा साया—सुक्खसोहग्गलीलया ।
कह पावंति चवण, न हुत जइ कम्मय ॥२१॥

અર્થ :—અનુત્તર વિમાનવાસી દેવો કે જેઓ શાતાવેદનીય સુખની પૂરી સામગ્રીથી યુક્ત છે તે પણ ત્યાંથી ચ્યવી મૃત્યુલોકમાં આવે છે તે કર્મ વિના કેમ બને ? ॥ ૨૧ ॥

— —

# अथ दशश्रावककुलक

वाणियगामपुरम्मि, आणंदो जो गिहवई आसी।
सिवनंदा से भज्जा, दस सहस्स गोउला चउरो ॥१॥

અર્થ:—વાણિજ્યગ્રામ નગરમાં આનંદ નામે ગૃહસ્થ હતો. તેને શિવાનંદા નામે સ્ત્રી હતી અને દશ દશ હજાર ગાયોનાં ચાર ગોકુળો હતાં ॥ ૧ ॥

निहिविवहारकलंतर-ठाणसु कणयकोडिबारसगं।
सो सिरिवीरजिणेसर-पयमूले सावओ जाओ ॥२॥

અર્થ —તેની પાસે ભંડારમાં, વ્યાપારમાં અને વ્યાજે એમ કુલ મળી બાર ક્રોડ સોનૈયા હતા. તે (આનંદ) શ્રી મહાવીર જિનેશ્વરનો અણુવ્રતવાળા શ્રાવક થયો ॥ ૨ ॥

चंपाइ कामदेवो, भद्दाभज्जो सुसावओ जाओ।
छग्गोउल अट्ठारस कंचणकोडीण जो सामी ॥३॥

અર્થ —ચંપા નગરીમાં કામદેવ નામે શ્રી મહાવીરનો સુશ્રાવક થયો. તેને ભદ્રા સ્ત્રી હતી, જેને ઘેર તેવા છ ગોકુળ હતા અને તે અઢાર ક્રોડ સોનૈયાનો સ્વામી હતો. ॥ ૩ ॥

कासीए चुलणिपिया, सामा भज्जा य गोउला

अट्ठ ।

चउवीस कणयकोडी, सड्ढाण सिरोमणी

जाओ ॥४॥

અર્થ—કાશીમાં ચાલણીપિતા શિરોમણિ મુક્તિપિતા નામે મહાવીરનો શ્રાવક થયો. તેને શ્યામા સ્ત્રી હતી, આઠ ગોકુલ તેમજ ચોવીસ ક્રોડ સોનૈયા હતા ॥ ૪ ॥

कासीई सुरदेवो, धन्ना भज्जा य गोउला छच्च ।

कणयट्ठारसकोडी, गहीयवओ सावओ जाओ ॥५॥

અર્થ—કાશીમાં સુરદેવ નામે શ્રાવક હતા તેને ધન્યા નામે સ્ત્રી હતી, અને છ ગોકુલ તથા અઢાર ક્રોડ સોનૈયા હતા. તે મન મક્કમ કરીને પ્રભુ મહાવીરનો શ્રાવક થયો ॥ ૫ ॥

आलभियानयरीए नामेण चुल्लसयगओ सड्ढो ।

बहुला नामेण पिया, रिद्धी से कामदेवसमा ॥६॥

અર્થ—આલંભિકા નગરીમાં ચુલ્લશતક નામે ઘણો મહાવીરનો શ્રાવક થયો. તેને બહુલા નામની સ્ત્રી હતી અને તેની ઋદ્ધિ કામદેવ પ્રમાણે જ હતી ॥ ૬ ॥

कंपिल्लपुरम्मि, सड्ढो नामेण कुंडकोलियओ ।

पुस्सा पुण अग्ग पिया, रिद्धी सिरिकामदेव

समो ॥७॥

અર્થ—કંપિલ્લપુરમાં કુંડકોલિક નામે શ્રી મહાવીરનો શ્રાવક હતો. તેને પુષ્પ નામે સ્ત્રી હતી અને તેનો વૈભવ શ્રી કામદેવ શ્રાવકના સમાન હતો ॥ ૭ ॥

सद्दालपुत्तनामो, पोलासम्मि कुलालजाईओ।
भज्जा य अग्गिमित्ता, कणगकोडीण से
तिन्नि ॥८॥

અર્થ— સદ્દાલપુત્ર નામનો શ્રી મહાવીરનો શ્રાવક પોલાસપુરમાં કુંભાર જાતિનો થયો તેને અગ્નિમિત્રા નામે સ્ત્રી હતી અને ત્રણ ક્રોડ સોનામહોરો તેની પાસે હતી ॥ ૮ ॥

चउवीस कणगकोडी, गोउल अट्ठेव
रायगिहनयरे।
सयगो भज्जा तेरस, रेवई अट्ठ सेस कोडीओ ॥९॥

અર્થ—ચોવીશ ક્રોડ સોનયા, અને આઠ ગોકુલવાળો રાજગૃહી નગરીમાં શતક નામે શ્રી મહાવીરનો શ્રાવક હતો તેને રેવતી આદિ તેર સ્ત્રીઓ હતી, તેમાં રેવતી આઠ ક્રોડ અને બાકીની એક એક ક્રોડ સોનામહોરવાળી હતી. ॥ ૯ ॥

सावत्थीनयरीए, नदणिपिय नाम सड्ढओ आओ।
असिणिनामा भज्जा, आणंदसमो य
रिद्धीए ॥१०॥

અર્થ—શ્રાવસ્તી નગરીમાં નન્દનીપ્રિય નામે શ્રી મહાવીરનો શ્રાવક થયો, તેને અશ્વિની નામે સ્ત્રી હતી, અને તે ઋદ્ધિમાં આનંદ શ્રાવકની સમાન હતો ॥ ૧૦ ॥

सावत्थीवत्थव्वो, लतगपिय सावगो य
(जो प) वरो ।
फग्गुणिनामकलत्तो, जाओ आणंदसम--
विहवो ॥११॥

અર્થઃ—શ્રાવસ્તી નગરીમાં લાન્તકપ્રિય નામે શ્રેષ્ઠ શ્રી મહાવીરનો શ્રાવક વસતો હતો તેને ફાલ્ગુની નામે સ્ત્રી હતી. તે વિભવમાં આનંદ શ્રાવક સરખો હતો ॥ ૧૧ ॥

નોંધ—ઉવાસગદસાઓ સૂત્રમાં ભગવાનના દશમા શ્રાવકનું નામ સાલિહીપિયા કહ્યું છે

इक्कारस पडिमधरा, सवि सिरिवीरपयकमलभत्ता।
सव्वे वि सम्मदिट्ठी, बारसवयधारया सव्वे ॥१२॥

અર્થ—એ સર્વ શ્રાવકો અગિયાર પ્રતિમાને ધારણ કરનારા, શ્રી મહાવીરસ્વામીના ચરણકમળને સેવનારા, સમ્યગ્ દૃષ્ટિ અને બાર વ્રતોને ધારણ કરવાવાળા હતા ॥ ૧૨ ॥



# श्रीइरियावहिकुलक

नमवि सिरिवद्धमाणस्स पयपकय,
भविअजिअभमरगणनिच्चपरिसेविअ ।

चउरगइजीअजोणीण खामणकए,
भणिमु कुलय अह निसुणिअ अह सुए ॥१॥

અર્થ —ભવ્ય જીવોરૂપી ભ્રમરોના સમૂહથી નિત્ય સેવાયેલા શ્રી મહાવીર પ્રભુના તે (પ્રસિદ્ધ) પદકમળને નમીને ચાર ગતિના જીવની યોનિઓને (સર્વ જીવોને) ખમાવવાને માટે જેમ મે સિદ્ધાંતમાં સાંભળેલું છે તેમ કુલકપ્રકાશ કરું છું ॥ ૧ ॥

नारयाणं जिआ सत्तनरय[प्प]भवा,
अपजपज्जत्तभेएहिं चउदस हुवा ।

पुढविअपतेयवाउवणस्सईणतया,
पच ते सुहुम थूला य दस हुतया ॥२॥

અર્થ—સાત નરક પૃથ્વીના ભેદે નારકીના જીવો સાત પ્રકાર છે તે ૭ પર્યાપ્તા અને ૭ અપર્યાપ્તા મળીને નારકીના કુલ ચઉદ ભેદ થાય તથા તિર્યંચ—પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, અને સાધારણ વનસ્પતિ કાય, એ પાંચ ભેદોના સૂક્ષ્મ અને બાદર એમ બન્ને મળી દશ ભેદો થાય છે ॥ ૨ ॥

अतरदीव तह पवर छप्पणणयं,

मिलिय सयमहियमेगेण नरठाणय ॥५॥

અર્થ—મુનિશાળ પંદર કર્મ ભૂમિઓ, એજન્તે ત્યા સુખ છે તે ત્રીસ અકર્મભૂમિઓ અને છપ્પન અંતરદ્વીપો, એમ મનુષ્યને ઉપજવાના કુલ એકસો ને એક સ્થાનો છે ॥ ૫ ॥

सत्थ अपजत्तपज्जत्तनरगब्भया,

यंसपित्ताइमसन्निअपजत्तया ।

मिलियसव्वे वि ते तिसय तिउत्तरा,

मणुयजम्मम्मि इस हुति विसिट्ठप्पयरा ॥६॥

અર્થ—ત્યા પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદવાળા ગર્ભજ મનુષ્યો હોય છે તેના ૧ ૨ ભેદ થયા તથા તેઓના વમન–પિત્તાદિ (ચૌદ સ્થાનોમાં) ઉત્પન્ન થતા અપર્યાપ્ત સંમૂર્છિમ મનુષ્યના ૧ ૧ ભેદ છે એમ સર્વ મળી મનુષ્યના ૩ ૩ ભેદો થાય છે ॥ ૬ ॥

भवणवइदेव दस पनर परहम्मिया,

जमगा दस य तह सोल वंतरगया ।

चर थिरा जोइसा चंद सूरा गहा,

तह य नक्खत्त तारा दस भावहा ॥७॥

અર્થ—(દેવોમાં) ભવનપતિ દેવોના દશ ભેદ, પરમાધાર્મિકના પંદર, તિર્યગ્જૃંભકના, વ્યંતરના સોળ

ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ ચર અને પાંચ સ્થિર મળી દેદીપ્યમાન જ્યોતિષીના દશ ભેદ થયા. ॥ ૭ ॥

किब्बियसा तिण्णि सुर बार वेमाणिया,
मेय नव नव य गेविज्ज लोगंतिया ।
पंच अणुत्तरा सुरवरा ते जुया,
एगहीण सय देवदेवीजुया ॥८॥

અર્થ —ત્રણ કિલ્બિષ દેવના ત્રણ ભેદ, બાર ભેદ વૈમાનિકના નવ ગ્રૈવેયકના અને નવ લોકાન્તિકના તથા પાંચ ભેદ અનુત્તરના, તે બધા જોડતા દેવ અને દેવીઓ સહિત નવ્વાણુ ભેદો દેવોના થાય છે ॥ ૮ ॥

अपजपज्जत्तमेएहिं सयट्ठाणुआ,
भवणवणजोइवेमाणिया मिलिया ।
अहिअ तेसट्ठी सत्ति हुंति से पणसया,
अभिहयापयदसयगुणिअ जाया तया ॥९॥

અર્થ —એ નવ્વાણુના પર્યાપ્ત અને અપર્યાપ્ત મળતાં ભુવનપતિ વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એ ચારેના મળી એકસોને અઠાણું ભેદો થાય છે એમ ૧૪+૪૮+૩૦૩+૧૯૮= ૫૬૩ ભેદો નરકાદિ ચારે ગતિના જીવોના થયા, તેને અભિહયાદિ દશ પદોએ ગુણતાં—॥ ૯ ॥

पंचसहसा छसय भेय तीसाहिया,
रागदोसेहिं ते सहस एगारसा।
दुसयसट्ठी त्ति मणवयणकाए पुणो,
सहस तेतीस सयसत्तमसिईं घणो ॥१०॥

અર્થ—પાંચ હજાર, છસો ને ત્રીશ ભાંગા, તેને રાગ અને દ્વેષ એમ બેથી ગુણતાં અગિયાર હજાર બસો અને સાઠ ભાંગા, તેને મન વચન અને કાયા એ ત્રણથી ગુણીએ ત્યારે તેત્રીસ હજાર, સાતસો ને એંશી ભાંગા. ॥ ૧ ॥

करणकारणमणुमई(इ)सजोडिया,
एगलक्ख सहसहग तिसयचालीसया।
कालतिअगणिय तिन्निलक्ख चउसहसया,
वीसहिअ इरिअ मिच्छामिदुक्कडपया ॥११॥

અર્થ—(વળી તેને) કરવું કરાવવું અને અનુમોદવું એ ત્રણ વડે ગુણવાથી એક લાખ એક હજાર, ત્રણસો ને ચાલીસ ભાંગા અને તેને ત્રણે કાળથી ગુણતાં ત્રણ લાખ, ચાર હજાર અને વીસ ભાંગા તે એટલા પ્રકારે મિચ્છામિદુક્કડં દેવાથી ઇરિયાવહિના મિચ્છામિદુક્કડંના તેટલાં સ્થાનો થાય. ॥ ૧૧ ॥

નોટ—બીજા ગ્રંથોમા આ ૩ ૪ ૨ ને ૭ સાક્ષીથી ગુણતાં '૧૮૨૪૧૨ પ્રકારે પણ મિચ્છામિ-દુક્કડં દેવાય છે એમ કહેલ છે

इणिपरि घउरगइमाहिं जे जीवया,
फम्मपरिपाकिनवनवियजोणीठिया ।
ताह सव्वाह फर फरिय सिर उप्परे,
देमि मिच्छामिलुकड वहु यहु परे ॥१२॥

અર્થ — એ પ્રમાણે પોતપોતાના કર્મવિપાકને અનુસારે જુદી જુદી જાતની યોનિઓમાં ચાર ગતિમાં જે જીવો રહેલા છે તે દરેકને હું મસ્તકે હાથ જોડીને અનેકાનેક વાર મિચ્છામિદુક્કડં દઉં છું ॥ ૧૨ ॥

इअ जिअ विविहप्परि मिच्छामिवुक्कडि,
करिहिं जि भविआ सुद्धमणा ।
ति छिंदिअ भवदुह पामिअ सुरसुहं,
सिद्धिनयरि सुह लहइ घणा ॥१३॥

અર્થ — એ પ્રકારે જે ભવિક જીવ શુદ્ધ મન વડે કરીને ત્રિવિધ પ્રકારે જીવો પ્રત્યે મિચ્છા દુક્કડં કરે છે તે સંસારના દુઃખો છેદીને, વચ્ચે દેવોના સુખ પામીને આખરે મોક્ષ નગરીનું અનંત સુખ ભોગવે છે ॥ ૧૩ ॥





अथ श्रीरत्नशेखरसूरि–विरचिता

# श्री संबोधसत्तरि

( મૂળ અને ભાષાન્તર યુક્ત. )

नमिऊण तिलोयगुरुं, लोआलोअप्पयासयं वीरं ।
संबोहसत्तरिमहं, रएमि उद्धारगाहाहिं ॥ १ ॥

અર્થ—સ્વર્ગ મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણ લોકના ગુરુ અને લોકાલોકના પ્રકાશક એવા શ્રી વીરસ્વામીને નમસ્કાર કરીને સૂત્રોમાંથી ગાથાઓ ઉદ્ધરીને હું આ સંબોધસત્તરિ નામનો ગ્રંથ રચું છું (૧)

સમતાનું મહત્ત્વ બતાવે છે.

सेयंबरो य आसंबरो य बुद्धो य अहव अन्नो वा ।
समभावभाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥२॥

અર્થ—ભલેને શ્વેતામ્બર પક્ષનો હોય, અથવા દિગમ્બર હોય કે બૌદ્ધ હોય અથવા અન્ય કોઈપણ પક્ષનો હશે હોય, પરંતુ જેનો આત્મા સમભાવથી ભાવિત હોય, રાગદ્વેષથી મુક્ત હોય, તે મોક્ષ પામે જ એ નિઃસંદેહ છે. (૨)

દેવ ધર્મ અને ગુરુનું સ્વરૂપ.

अट्ठदसदोसरहिओ, देवो धम्मोवि निउणदय
सहिओ ।
सुगुरुवि बंभयारी, आरंभपरिग्गहा विरओ ॥३॥

અર્થ—અઢાર દૂષણો રહિત હોય તે દેવ સમજવા શુદ્ધ દયાથી યુક્ત હોય તે ધર્મ સમજવો. તેમજ બ્રહ્મચારી અને આરંભ પરિગ્રહથી મુક્ત હોય તેને સુગુરૂ જાણવા (૩)

હવે દેવમાં જે અઢાર દૂષણ ન હોય તે બતાવે છે

अन्नाणकोहमयमाणलोहमाया रई य अरई य ।
निद्दासोअअलियवयणचोरिआमच्छरभया य ॥४॥
पाणिवहपेमकीला, पसंगहासा य जस्स ए दोसा ।
अट्ठारसवि पणट्ठा, नमामि देवाहिदेवं तं ॥५॥

ભાવાર્થ—અજ્ઞાન, ક્રોધ, મદ માન, લોભ, માયા, રતિ–અરતિ, નિદ્રા, શોક અસત્ય વચન, ચોરી, મત્સર અને ભય, તથા પ્રાણીવધ(જીવહિંસા),પ્રેમ, ક્રીડા સ્ત્રીનો પ્રસંગ અને હાસ્ય, એ અઢારેય દૂષણો ? આત્મામાંથી નાશ પામ્યા છે તે દેવાધિદેવને હું નમસ્કાર કરું છું (૪–૫)

હવે આગમ ધર્મનું સ્વરૂપ કહે છે

सव्वाओवि नईओ, कमेण जह सायरंमि निवडंति ।
तह भगवईअहिंसा, सव्वे धम्मा समिल्ल(मुर्लि)ति ॥

અર્થ—જેમ સર્વ નદીઓ અનુક્રમે સમુદ્રમાં આવીને મળે છે તેમ મહા ભગવતી એવી અહિંસા(દયા)માં સર્વ ધર્મોનો સમાવેશ થાય છે (૬)

હવે શુદ્ધ ગુરુનુ સ્વરૂપ બતાવે છે

ससरीरे वि निरीहा, बज्झब्भिंतरपरिग्गहविमुक्का ।
धम्मोवगरणमित्त, धरंति चारित्तरक्खट्ठा ॥ ७ ॥
पंचिंदियदमणपरा, जिणुत्तसिद्धंतगहियपरमत्था ।
पंचसमिया तिगुत्ता, सरण मह एरिसा गुरुणो ॥८॥

અર્થ—પોતાના શરીરને વિષે પણ મમતા વિનાના, ધન ધાન્યાદિ બાહ્ય અને રાગ દ્વેષાદિ અભ્યંતર પરિગ્રહથી મુક્ત થએલા, માત્ર વસ્ત્રાદિ ધર્મસાધનોનો પણ ચારિત્રની રક્ષા માટે જ ઉપયોગ કરનારા તથા પાંચ ઇન્દ્રિયોને દમન કરવામાં સદા તત્પર જિનેશ્વરોએ કહેલા સિદ્ધાંતથી જેઓએ પરમાર્થ (રૂપ આત્માને) ગ્રહ્યો છે વળી પાંચ સમિતિએ કરી સહિત અને ત્રણ ગુપ્તિએ કરી ગુપ્ત, એવા સદ્ગુરુનું મને શરણ હો. (૭-૮)

હવે કુગુરુના લક્ષણ કહે છે

पासत्थो ओसन्नो, होइ कुसीलो तहेव संसत्तो ।
अहछंदो वि य एए, अवंदणिज्जा जिणमयंमि ॥९॥

અર્થ—૧ પાસત્થો ૨ ઓસન્નો, ૩ કુશીલિયો તેમજ ૪ સંસક્ત અને ૫ યથાછંદ, એ જિનમતને વિષે અવંદનિક છે. (૯)

કુગુરુને વંદન કરવાનું ફળ કહે છે

पासत्थाई वदमाणस्स नेव कित्ती न निज्जरा होई ।
जायइ कायकिलेसो, बधो कम्मस्स आणाई ॥१०॥

અર્થ—ઉપર જેમનાં નામ કહ્યાં તે પાસત્થાદિકને વંદન કરનારની યશ કીર્તિ થતી નથી, નિર્જરા (કર્મક્ષય) પણ થતી નથી ઉલટો કાયાને કલેશ થાય છે અને આઠ પ્રકારનાં કર્મોનો બંધ થાય છે વિશેષમાં જિનાજ્ઞાનો ભંગ થાય, ખોટા માર્ગની પરંપરા ચાલે, મિથ્યાત્વ કર્મનો બંધ થાય અને સંયમની (શાસ્ત્રની) વિરાધના થાય છે (૧ )

હવે પાસત્થાદિ નમસ્કાર કરાવનારને શું ગેરલાભ થાય તે કહે છે

जे बमचेरभट्ठा, पाए पाडति बमयारीण ।
ते हुति टुटमुटा, बोही वि सुदुल्लहा तेसिं ॥११॥

અર્થ—જે બ્રહ્મચર્યભ્રષ્ટપુરુષો, બ્રહ્મચારી પુરુષોને પોતાને પગે પાડે છે વંદન કરાવે છે તેઓ આવતા ભવમાં લૂલા-પાંગળા થાય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ પણ તેઓને અત્યંત દુર્લભ થઈ પડે છે. (૧૧)

સમ્યક્ત્વથી ભ્રષ્ટ થવાથી શું નુકશાન થાય? તે કહે છે.

दसणभट्ठो भट्ठो, दसणभट्ठस्स नत्थि निव्वाण ।
सिज्झति चरणरहिआ, दसणरहिआ न सिज्झति

અર્થ—દર્શન એટલે સમ્યક્ત્વ, તેનાથી ભ્રષ્ટ થયેલો સર્વથા ભ્રષ્ટ કહેવાય છે કારણ કે દર્શનભ્રષ્ટને નિર્વાણની પ્રાપ્તિ

શક્તી નથી. (પ્રભુ છે કે કેમ) ચારિત્ર રહિત હોય તે સિદ્ધપણાને પામે છે પણ સમ્યક્ત્વ રહિત છતો સિદ્ધપણાને પામતા નથી (૧૨)

માટે જિનાજ્ઞાનો અતિક્રમ ન કરવા ઉપર કહે છે.

तिस्थयरसमो सूरी, सम्म जो जिणमय पयासेई।
आणाइ अइक्कमो, सो कापुरिसो न सप्पुरिसो ॥१३॥

અર્થ—તે આચાર્ય તીર્થંકરના સમાન છે કે જે જિનવચનને સમ્યક્ પ્રકારે ઉપદેશે છે, જે આજ્ઞા—જિનાજ્ઞાનો અતિક્રમ કરે છે લોપે છે તેને કુત્સિત પુરુષ સમજવો, પણ સત્પુરુષ (સાધુ) ન સમજવો. (૧૩)

એવા કુગુરુઓ કેવો અનર્થ કરે છે ? તે કહે છે.

जह लोहसिला अप्पपि, बोलए तह विलग्गपुरिसपि।
इय सारंभो य गुरू, परमप्पाण च बोलेई ॥१४॥

અર્થઃ—જેમ લોખંડની શિલા (નાવડી) પોતે બૂડે છે અને તેને વળગેલા—તેમાં બેઠેલા મનુષ્યને પણ બૂડાડે છે, તેમ જિનાજ્ઞાવિરુદ્ધ વર્તનારા પાપી (આરંભે સહિત) ગુરુઓ જેઓ તેના ઉપાસક (સેવક) હોય તેઓને અને પોતાને—(પોતાના આત્માને) પણ સંસારમાં બૂડાડે છે (૧૪)

એવા ગુરુને વન્દનાદિ કરવાથી થતા નુકશાન કહી તેમાંથી બચવાનો ઉપદેશ કરે છે

किइकम्म च पससा, सुहसीलजणंमि कम्मबधाय।
जे जे पमायठाणा, ते ते उववूहिया हुति ॥१५॥

હવે એવાને સ્થિર કરવાને ચારિત્રધર્મનું સર્વોત્કૃષ્ટપણું બતાવે છે.

को चक्कवहिरिद्धि, चइउ दासत्तणं समभिलसई।
को व रयणाइ मुत्तुं परिगिण्हइ उवलखंडाइ ॥१८॥

અર્થ—ચક્રવર્તીપણાની ઋદ્ધિને ત્યજી કોણ દાસપણાની અભિલાષા કરે ? અથવા રત્નોને મૂકીને પત્થરના કકડા ગ્રહણ કરે ? (જે મૂર્ખ હોય અને લાભાલાભના વિચારથી શૂન્ય હોય તે તેમ કરે, એના જેવું ચારિત્ર છોડીને ગૃહસ્થ બનવાથી થાય છે) (૧૮)

હવે ધર્મનું કષ્ટ વાસ્તવિક નથી, એમ દ્રષ્ટાંતવડે સિદ્ધ કરે છે.

नेरइयाणवि दुक्ख, जिज्झइ कालेण किं पुण नराण।
तान चिर तुह होई, दुक्खमिण मा समुव्विपसु॥

અર્થ—(હે સાધુ !) નારકીનાં દુઃખો પણ કાળે કરીને નાશ પામે છે તો મનુષ્યપણાના દુઃખો માટે શું કહેવું ? તે માટે તને આ દુઃખ ઘણા કાળ સુધી નહિ રહે, એમ સમજી તું ખેદ (ત્યાગ) ન કર ! (સાત્વિક બન !) (૧૯)

ચારિત્ર છોડી દેવું તે મહા અનિષ્ટ છે એમ બતાવે છે.

वरमग्गिमि पवेसो, वर विसुद्धेणकम्म(म्मु)णा
मरण।

मा गहियव्वयभंगो, मा जीअं खलिअसीलस्स ॥

અર્થ—અગ્નિમાં પ્રવેશ કરવો તે શ્રેષ્ઠ છે વિશુદ્ધકર્મ (અણસણ) કરીને મરણ પામવું તે પણ શ્રેષ્ઠ છે પરંતુ ગ્રહણ

આગામી ભવનું વૈમાનિક દેવગતિ સિવાય અન્ય આયુષ્ય બાંધતો નથી. (૨૩)

હવે સામાયિકનો મહિમા કહે છે

दिवसे दिवसे लक्खं, देइ सुवण्णस्स खंडिय (आ) एगो।
एगो पुण सामाइय, करेइ न पहुप्पए तस्स ॥२४॥

અર્થ—એક પુરુષ દરરોજ લાખ ખાંડી સોનાનું દાનમાં આપે અને બીજો સામાયિક કરે તો તેમાં પ્રથમ દાન કરનારો સામાયિક કરનારને પહોંચી શકતો નથી અર્થાત્ સામાયિકનું ફળ વધુ જ છે (૨૪)

निंदपससासु समो, समो य माणावमाणकारीसु।
समसयणपर(रि)यणमणो, सामाइयसंगओ जीवो ॥२५॥

અર્થ—નિંદા અને પ્રશંસામાં, માન અને અપમાનમાં તથા સ્વજન અને પરજનમાં જેનું મન સમાન છે તેવા જીવને સામાયિકવાળો કહ્યો છે (સામાયિકમાં આત્માએ એવો ભાવ કેળવવો જોઈએ) (૨૫)

શું કરવાથી સામાયિક નિષ્ફળ બને ।

सामाइय तु काउ, गिहिकज्जं जो उ चिंतए सड्ढो।
अट्टवसट्टोवगओ, निरत्थय तस्स सामा(म)इय ॥

અર્થ—જે શ્રાવક સામાયિક કરીને સામાયિકમાં

સંસાર ૪ એકત્વ, ૫. અન્યત્વ, ૬ અશુચિતા, ૭ આશ્રવ, ૮ સંવર, ૯ કર્મનિર્જરા ૧ ધર્મ ની મુસ્ત્તા, ૧૧ લોકસ્વરૂપ, અને ૧૨ બોધિની (સમ્યકત્વની) દુર્લભતા, એ બાર ભાવનાઓથી ભાવિતાત્મા એમ આચાર્ય ના છત્રીસ ગુણો જાણવા. (શાસ્ત્રમાં છત્રીસ પ્રકારે છત્રીસ ગુણોનું વર્ણન છે) (૨૭)

હવે સાધુના સત્તાવીસ ગુણો કહે છે

छव्वयछकायरक्खा, पंचिंदियलोहनिग्गहो खंती ।
भावविसोहि पडिले-हणाइकरणे विसुद्धी य ।।२८।।
संजमजोए जुत्तो, अकुसलमणवयणकायसंरोहो ।
सीयाइपीडसहणं, मरणंतउवसग्गसहणं च ।।२९।।

અર્થ—હિંસા અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ (મૂર્છા) અને રાત્રિભોજન, એ છનો ત્યાગ કરવા રૂપ છ વ્રતો પાળવા પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિ કાય અને ત્રસકાય એ છ કાય જીવોની રક્ષા કરવી, ચાર ક્રોધાદિ લોભ નાશ નથી અને મન એ પાંચ ઇન્દ્રિયો તથા લોભ એ છનો વશ કરવા ૧૯ ક્ષમા કરવી, ૨ ભાવ શુદ્ધ કરવો ૧ પડિલેહણ વગેરે શુદ્ધ (વિધિપૂર્વક) કરવું ૨૮ સાધુપણાના યોગોમાં (વિનય-વૈયાવચ્ચ-જ્ઞાન-ધ્યાન વગેરે કાર્યોમાં) રક્ત રહેવું, ૨૩-૨૪-૨૫ દુષ્ટ મન-વચન તથા કાયાના રોધ કરવો ૨૬ ઠંડી વગેરે પરિષહોની પીડાને સહન કરવી અને ૨૭ મરણાન્ત ઉપસર્ગો સહન કરવા, એ પ્રમાણે સાધુના સત્તાવીસ ગુણો જાણવા (૨૮-૨૯)

ક્રમમાં લજ્જાળુ ૯ દયાળુ ૧૦ મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ (ગુણ-અવગુણમાં કે શત્રુમિત્રમાં મધ્યસ્થ એવી સૌમ્ય દૃષ્ટિવાળો) ૧૧ ગુણરાગી ૧૨ સત્કથા (ધર્મ કથા વગેરે સારી વાર્તાઓ કરવાના સ્વભાવવાળો) ૧૩ સુપક્ષયુક્ત (કુટુંબ-પરિવાર વગેરે પણ ધર્મી હોય તેવો) ૧૪ સુદીર્ઘદર્શી (પરિણામદર્શી) ૧૫ વિશેષજ્ઞ (વસ્તુના ગુણદોષને-ભેદને સમજનારો) ૧૬ વૃદ્ધાનુગ (જ્ઞાનવૃદ્ધ અને સદાચારી પુરુષોને અનુસરનારો) ૧૭ વિનીત ૧૮ કૃતજ્ઞ (બીજાએ કરેલા ઉપકારને નહિ ભૂલનારો) ૧૯ પરહિતાર્થકારી ૨૦ તેમજ લબ્ધલક્ષ (અન્યના ચિત્તને ઓળખનારો અથવા સાધ્ય નિશ્ચિત કર્યું હોય તેવો) ૨૧ એ એકવીસ ગુણવાળો જીવ ધર્મને માટે યોગ્ય જાણવો. (૩૧-૩૨-૩૩)

હવે જિનાગમની અતિ આવશ્યકતા બતાવે છે

कत्थ अम्हारिसा पाणी, दूसमादोसदूसिआ ।
हा अणाहा कह हुंता, न हुंतो जइ जिणागमो ॥३४॥

અર્થ—દૂષમ કાલના દોષે કરીને દૂષિત (જડ અને વક્ર) અમારા જેવા અનાથ નિરાધાર પ્રાણીઓ જો જિનાગમ ન હોત તો ક્યા ક્યા કેવા દુઃખો પામત? અર્થાત્ વિષમ કાળમાં જ્ઞાનીઓના વિરહમાં જીવને એક જૈન આગમનો જ જીવનમાં આધાર છે (૩૪)

આગમનું બહુમાન કરવાથી થતા લાભો કહે છે.

आगमं आयरंतेणं, अत्तणो हियकंखिणो ।
तित्थनाहो गुरू धम्मो, सव्वे ते बहुमन्निया ॥३५॥

અર્થ:—આત્માનું હિત ઇચ્છનારે આગમને અર્થાત્ આગમોક્ત રહસ્યને આચરવાથી (તત્વરૂપે સ્વીકારવાથી વસ્તુત આગમને જ નહિ પણ આગમ) શ્રી તીર્થંકરદેવ, ગુરૂ અને ધર્મ એ સર્વનું બહુમાન કર્યું ગણાય છે (૩૫).

હવે કેવા સંઘ શ્રીસંઘ ન મનાય ? તે કહે છે

सुहसीलाओ सच्छद चारिणो सेरिणो सिवपहस्स ।
आणाभट्ठाओ बहु-जणाओ मा भणह सघु त्ति।।३६।।

અર્થ:—ગૌતમસ્વામી પ્રત્યે શ્રી વીર ભગવંત કહે છે કે હે ગૌતમ ! સુખશીલિયા અર્થાત્ પૌદ્ગલિક સુખના અર્થી, સ્વેચ્છા મુજબ વર્તનારા (સ્વચ્છંદ (નિરંકુશ) મોક્ષ માર્ગના વૈરી (ધર્મદ્રોહી) અને તેથી જિનાજ્ઞાભ્રષ્ટ (જિન વચનના લોપક), એવા ઘણા લોકોનો સમુદાય હોય તો પણ તેને 'શ્રીસંઘ' ન કહેવો (૩૬)

ત્યારે શ્રીસંઘ કોને કહેવાય ? તે બે ગાથાથી કહે છે.

एगो साहू एगा य, साहुणी सावओ वि सड्ढी वा ।
आणाजुत्तो सघो, सेसो पुण अट्ठिसघाओ ।।३७।।
निम्मलनाणपहाणो, दसणजुत्तो चरित्तगुणवतो ।
तित्थयराण य पुज्जो, वुच्चइ एयारिसो सघो ।।३८।।

અર્થ—જે જિનાજ્ઞાએ કરીને યુક્ત હોય તેવા એક સાધુ, એક સાધ્વી એક શ્રાવક અને એક જ શ્રાવિકા હોય તો પણ તેને સંઘ કહેવાય બાકી (ઉપર કહ્યા તેવા સુખ શીલિયા વગેરેનો) સમુદાય ઘણો હોય તો પણ તે હાડકાંનો

સમુદ્ર અનુપો. (કારણ કે ધર્મ રૂપ પ્રાણ વિનાનાં તે શબ જ સમાન). (૩૭).

તથા નિત્ય જયવંતી સમ્યગ્ જ્ઞાનની આજ્ઞા (જેના ઉપાયથી) પ્રધાનતા છે જે સમ્યગ્ દર્શનથી યુક્ત છે અને જે સમ્યગ્ ચારિત્ર ગુણવાળો છે (એમ જે સમ્યગ્ જ્ઞાન–દર્શન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો આરાધક છે આધાર છે) એવો શ્રીસંઘ તે શ્રી તીર્થંકરોને પણ પૂજ્ય હોવાય છે (૩૮).

હવે ક્રિયામાં જિનાજ્ઞાની મહત્તા જણાવે છે

जह सुसखंडण मयम–ंडणाइ रुण्णाइं सुन्नरन्नमि ।
विहलाइं तह जाणसु, आणारहिय अणुट्ठाणं ॥३९॥
आणाइ तवो आणाइ, संजमो तह य दाणमाणाए ।
आणारहिओ धम्मो, पलालपुल्लु व पडिहाइ ॥४०॥

અર્થ—જેમ ફોતરાને ખાંડવું, મુડદાને શણગારવું વગેરે અને શૂન્ય અરણ્યમાં રોવું વગેરે નિષ્ફળ છે તેમ જિન–આજ્ઞા રહિત અનુષ્ઠાન (કરાતી ધર્મક્રિયા) પણ નિષ્ફળ છે (૩૯)

કારણ કે—શ્રી તીર્થંકરના કથન પ્રમાણે કરેલ તપ, સંયમ અને દાન (વગેરે) સાચાં કહેવાય છે અર્થાત્ તે જ સાચું તપ–સંયમ અને દાન છે કે શ્રી જિનાજ્ઞાનું પાલન કરવું તેમાં જ તપ, સંયમ અને દાન આવી જાય છે જે ધર્મ જિનાજ્ઞાથી રહિત (વિરુદ્ધ) કરવામાં આવે, તે પરાળના પૂળાની (ઘાસ સમૂહના) જેમ શોભતો નથી. અર્થાત્ તેની કિંમત તૃણ સમાન છે (૪૦)

એજ વાતને સિદ્ધ કરે છે.

आणाखंडणकारी, जइवि तिकालं महाविभूईए ।
पूएइ वीयरायं, सव्वंपि निरत्थयं तस्स ॥४१॥

અર્થ—શ્રી વીતરાગની આજ્ઞાનું ખંડન કરવાવાળો જીવ ઘણી શોભાપૂર્વક ઘણા ધનથી ત્રણેય કાળ શ્રી વીતરાગ દેવની પૂજા કરે, તોપણ તે સર્વ ક્રિયા (જેની પોતે પૂજા કરે છે, તે વીતરાગની આજ્ઞાથી બહાર હોવાથી) નિરર્થક છે (૪૧)

આજ્ઞા વિરૂદ્ધ કરેલો ધર્મ કેટલો દુઃખદાયી બને છે તે દૃષ્ટાંતથી સમજાવે છે

रन्नो आणाभंगे, इक्कु च्चिय होइ निग्गहो लोए ।
सव्वन्नुआणभंगे, अणंतसो निग्गहो होई ॥४२॥

અર્થ—આ લોકને વિષે રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી એક જ વાર નિગ્રહ-શિક્ષા થાય છે પરંતુ સર્વજ્ઞની આજ્ઞાનો ભંગ કરવાથી (બંધાતા દુષ્ટ કર્મના યોગે) અનંતી વાર નિગ્રહ-અનેક જ યોનિને વિષે છેદન, ભેદન, જન્મ, જરા મરણ શોક અને રોગાદિ રૂપ દુઃખ ભોગવવા પડે છે (૪૨)

અવિધિથી અને વિધિથી કરેલા ધર્મનું ફળ દૃષ્ટાંતથી કહે છે

जह भोयणमविहिकयं, विणासए विहिकयं
जियावेई ।
तह अविहिकओ धम्मो, देइ भवं विहिकओ मुक्खं ॥

અર્થ—જેમ અવિધિથી કરેલું ભોજન શરીરનો વિનાશ કરે છે અને વિધિથી કરેલું ભોજન પુષ્ટિ કરે છે, તેમ

અવિધિથી કરેલો ધર્મ સંસારમાં ભમાવે છે અને વિધિએ કરેલો ધર્મ મોક્ષને આપે છે. (૪૩)

દ્રવ્યધર્મ અને ભાવધર્મનું અંતર દૃષ્ટાંતથી કહે છે.

मेरुस्स सरिसवस्स य, जत्तियमित्त तु अतर होई।
दव्वत्थयभावत्थय-अतरमिह तत्तिय नेय ॥४४॥

અર્થ —મેરુપર્વત અને સરસવમાં જેટલું અંતર છે, તેટલું અંતર દ્રવ્યધર્મ અને ભાવધર્મમાં જાણવું (૪૪)

દ્રવ્યધર્મ અને ભાવધર્મનું ફળ કહે છે.

उक्कोस दव्वत्थय आराहओ जाव अच्चुयं जाई।
भावत्थएण पावइ, अंतोमुहुत्तेण निव्वाण ॥४५॥

અર્થ —દ્રવ્યસ્તવનો આરાધક વધારેમાં વધારે અચ્યુત નામે બારમા દેવલોક સુધી જાય છે અને ભાવસ્તવનો આરાધક અંતમુહૂર્તમાં નિર્વાણને પામે છે (૪૫)

અહીં દ્રવ્યસ્તવ એટલે દેવપૂજા દાન વગેરે શ્રાવક ધર્મ અને ભાવસ્તવ એ તે સાધુધર્મ સમજવો. નહિ કે મિથ્યાત્વી જીવ દ્રવ્ય સાધુ ક્રિયાથી નવમા ગ્રૈવેયક સુધી જાય એમ સિદ્ધ છે તે અત્ર ન લેવું.

જે ગચ્છ ત્યાગ કરવા જેવો છે તે કહે છે

जत्थ य मुणिणो कयवि-क्कयाइ कुव्वंति निच्चपब्भट्ठा।
तं गच्छ गुणसायर !, विसव दूर परिहरिज्जा ॥४६॥

जत्थ य अज्जालद्ध, पडिगहमाई य विविहमुवगरण।
पडिभुजइ साहूहिं, त गोयम! केरिस गच्छ ॥४७॥
जहि नत्थि सारणा वा-रणा य पडिचोयणा य गच्छमि।
सो य अगच्छो गच्छो, सजमकामीहिं मुत्तव्वो ॥४८॥

અર્થ—જે ગચ્છમાં નિત્ય આધાકર્મી દોષ એવા મુનિઓ ક્રયવિક્રયાદિ કરે છે, તે ગચ્છને હે ગુણસાગર! (ગુરુના અર્થે હે ગૌતમ!) વિષની પેઠે તારે દૂર ત્યજી દેવો જોઈએ. (૪૬)

વળી જે ગચ્છમાં સાધુઓ સાધ્વીએ લાવેલા (વહોરેલા) પાત્ર, પાત્રાદિ ઉપકરણો વાપરે છે હે ગૌતમ! તે ગચ્છ કેવો? અર્થાત્ તેને ગચ્છ કહેવાય જ નહિ (૪૭)

તથા જે ગચ્છમાં ગચ્છ વિધિની તરફથી, કર્તવ્ય કરવાનું ભૂલી જનારને સ્મૃતિ (યાદ) આપવા રૂપ સારણા અકર્તવ્ય કરતો હોય તેને નિષેધ કરવા રૂપ વારણા કરવા યોગ્ય સંયમના યોગોમાં પ્રેરણા આપવા રૂપ ચોયણા અને વારંવાર પ્રેરણા કરવા રૂપ પડિચોયણા કરવામાં આવતી નથી, તે ગચ્છને (ગચ્છનું કાર્ય કરતો નહિ હોવાથી) અગચ્છ સમજી સંયમના અર્થી મુમુક્ષુએ છોડી દેવો જોઈએ અને સારા ગચ્છનો આશ્રય લેવો જોઈએ (૪૮)

ગચ્છની ઉપેક્ષા કરવાનું અને પાલનનું ફળ કહે છે

गच्छ तु उवेहंतो, कुव्वइ दीह भवे विहीए उ।
पालन्तो पुण सिज्झइ, तइअभवे भगवईसिद्ध ॥४९॥

અર્થ—ગચ્છવાસની ઉપેક્ષા કરનારો (એકલ વિહારી) સંસારને વધારે છે અને શાસ્ત્રમાં જણાવેલ વિધિ પ્રમાણે (જે અન્ય ગચ્છને સ્વીકારીને પણ ગચ્છવાસનું ) પાલન કરે તે જીવ જલ્દી સિદ્ધિને પામે છે, એમ શ્રી ભગવતીસૂત્રમાં કહેલું છે (૪૯)

હવે ગચ્છ કેવો હોય ? તે કહે છે.

जत्थ हिरन्नसुवन्नं, हत्थेण पराणग पि नो छिप्पे।
कारणसमप्पि(छि)यपि हु, गोयम ! गच्छ तय भणिमो ॥५०॥

पुढविदगअगणिमारुअ–वणप्फइ तह तसाण विविहाण।
मरणते वि न पीडा, कीरइ मणसा तय गच्छ ॥५१॥

मूलगुणेहिं विमुक्क, बहुगुणकलियपि लद्धिसपन्न।
उत्तमकुले वि जाय, निद्धाडिज्जइ तयं गच्छ ॥५२॥

जत्थ य उसहादीणं, तित्थयराणं सुरिंदमहियाणं।
कम्मट्ठविमुक्काणं, आण न खलिज्जइ स गच्छो ॥

जत्थ य अज्जाहि समं, थेरावि न उल्लवति गयदसणा।
न य झायति त्थीणं, अगोवगाइं त गच्छ ॥५४॥

અર્થ —જે ગચ્છમાં મુનિઓ કારણના પણ સોનાને કે પરેશાન (ધન-ધાન્ય) તેઓ કોઈ કારણે સમર્પણ કરે કે ભેટ

કરે, તો પણ ( તેને લેવું તો દૂર રહ્યું ) હાથથી સ્પર્શ માત્ર પણ કરતા નથી, હે ગોતમ ! તેવા ગચ્છને સુગચ્છ કહ્યો છે (૫૦)

જે ગચ્છના મુનિઓ પૃથ્વીકાય, અપકાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, અને વિવિધ પ્રકારના ત્રસકાય જીવોને મરણાંતે પણ મનથીય પીડા કરવાનો વિચાર સરખો પણ કરતા નથી, એવા ગચ્છને ગચ્છ કહેવો (૫૧)

જે ગચ્છમા કોઈ સાધુ બીજા ઘણા ગુણોથી યુક્ત હોય, અનેક પ્રકારની લબ્ધિઓવાળો હોય, અને ઉત્તમ કુળમા જન્મેલો હોય, તથાપિ (ચરણ સિત્તરી રૂપ) મૂળ ગુણોથી તે ભ્રષ્ટ હોય,તો તેવાને પણ જે ગચ્છબહાર કરે,કાઢી મૂકે તે ગચ્છને ગચ્છ જાણવો. (૫૨)

જે ગચ્છમા આઠ કર્મોથી મુક્ત અને ઇન્દ્રોથી પૂજ્ય એવા એવા શ્રી જગત્પતિ તીર્થંકરોની આજ્ઞા અખંડ પળાય છે સ્ખલના પામતી નથી તે ગચ્છને ગચ્છ જાણવો (૫૩)

જે ગચ્છમાં જેના દાંત પણ પડી ગયા હોય તેવા સ્થ-વિર વૃદ્ધ સાધુ પણ, સાધ્વીની સાથે વાત કરતા નથી અને ગૃહસ્થની સ્ત્રીઓ સાથે આહાર વહોરવા વગેરે કરવું બોલવાના પ્રસંગે તેના અંગોપાંગ વગેરે અવયવોને જોતા નથી, નીચી દૃષ્ટિ રાખે છે તેને ગચ્છ કહીએ. (૫૪)

એ પ્રમાણે ગચ્છનુ વર્ણન કરીને હવે સાધુને આર્યાના પરિચય તજવા ઉપદેશ આપે છે

वज्जेइ अप्पमत्तो, अज्जासंसग्गि अग्गिविससरिसी।
अज्जाणुचरो साहू, लहइ अकित्ती खु अचिरेण ॥५५॥

अगीयत्थकुसीलेहिं, संग तिविहेण वोसिरे ।
मुक्खमग्गस्सिमे विग्घ, पहमी तेणगे जहा ॥५९॥

અર્થ—આધિ, મૃત્યુ અને દરિદ્રતાનો સંગમ થવો તેમજ (સ્વપ્નમાં કે) જંગલમાં વાસ કરવો એ શ્રેષ્ઠ છે પરંતુ કુમિત્રની સંગતિ કરવી તે સારી નથી, અર્થાત્ કુમિત્રની સંગતિનો પ્રસંગ આવે તો જંગલમાં ચાલ્યા જવું વગેરે પણ સારું છે. (તે આગળ—) (૫૮)

અગીતાર્થ અને કુશીલિયા સાધુનો સંગ ત્રિવિધે કરીને વર્જી દેવો, કેમકે જેમ રસ્તામાં ચોર વિઘ્ન કરે, ધન લૂંટી લે તેમ તેઓ મોક્ષ માર્ગમાં વિઘ્ન કરનારા છે (૫૯).

અગીતાર્થ અને કુશીલિયાનું મુખ પણ ન જોવું તે કહે છે

उम्मग्गदेसणाए, चरण नासति जिणवरिंदाण ।
वावन्नदसणा खलु, न हु लब्भा तारिसा दट्ठुं ॥६०॥

અર્થ —ઉન્માર્ગની દેશના દેવાથી નિશ્ચે નાશ પામ્યું છે સમકિત જેઓનું એવા (તે અજ્ઞાની અને અસદાચારી) સાધુઓ શ્રી જિનેશ્વર ભગવંતે કહેલા ચારિત્રનો નાશ કરે છે માટે તેવાઓનું દર્શન પણ કરવું યોગ્ય નથી (૬૦).

તેવાઓને બોધિ દુર્લભ હોય છે તે કહે છે

परिवारपूअहेऊ, ओसन्नाण च आणुवित्तीए ।
चरणकरण निगूहइ, त दुल्लहबोहिअ जाण ॥६१॥

અર્થ—શિષ્ય પરિવારના લોભથી, માન-પૂજા મેળવવા

માટે, અને અવસન્ન (ચારિત્રમાં શિથિલ) સાધુને અનુકમ્પા માટે જે પોતાના મૂળ ગુણ, ઉત્તર ગુણ રૂપ ચારિત્રને મુકાવે છે (દૂષિત કરે છે), તે સાધુને દુર્લભબોધિ સમજવો. અર્થાત તેને સમકિત પણ દુર્લભ થાય છે (૬૧)

ભોગવાની નિશ્રાએ આવવાથી ચારુ મુનિમાં પણ દોષ આવે છે તે દૃષ્ટાંતથી કહે છે

अंबस्स य निंबस्स य, दुण्हपि समागयाइं मूलाइं ।
संसग्गेण विणट्ठो, अंबो निंबत्तण पत्तो ॥ ६२ ॥

અર્થ —આંબાના અને લીમડાનાં, બન્નેનાં મૂળ જમીનમાં ભેગાં થયાં, તેમાં લીમડાના સંસર્ગથી વિનાશ પામેલો આંબો લીમડાપણાને પામ્યો. અર્થાત્ દુર્જનની સોબતથી પ્રાયઃ સજ્જન દુર્જન થઈ જાય છે (૬૨)

બીજા દૃષ્ટાન્તથી એ વાત સમજાવે છે

पक्कणकुले वसतो, सउणीपारोवि गरहिओ होई ।
इय दंसणा सुविहिआ, मज्झि वसता कुसीलाण ॥

અર્થ —ચાંડાળના કુળને વિષે વસનારો શકુનીપારગ (સ્નાન, સંધ્યા, પૂજા, હોમ, જાપ અને તર્પણ એ ષટ્કર્મને અનુસાર પ્રવીણ) પણ નિંદનીક પાત્ર થાય છે એ દૃષ્ટાન્તથી સુવિહિત સામાચારી મુનિ પણ કુશીલિયાની ભેગા રહેવાથી નિંદા પામે છે (૬૩)

હવે ઉપરની યુક્તિથી ઉલટી વાત દૃષ્ટાન્તથી કહે છે

उत्तमजणससग्गी, सीलदरिद्दंपि कुणई सीलड्ढं ।
जह मेरुगिरिविलग्गं, तणपि कणगत्तणमुवेई ॥ ६४ ॥

અર્થ—જેમ મેરૂપર્વત ઉપર ઊગેલું તૃણ પણ સુવર્ણ પણાને પામે છે તેમ ઉત્તમ જનની સંગતિ સદાચાર રહિત પુરુષને પણ સદાચારી બનાવે છે (૬૪)

એ રીતિ કુસંસર્ગથી મિથ્યાત્વી બનવાનો સંભવ જણાવીને મિથ્યાત્વ કેવું દુષ્ટ છે તે કહે છે

नवि त फरेइ अग्गी, नेव विस नेव किण्हसप्पो अ ।
ज कुणइ महादोस, तिव्व जीवस्स मिच्छत्त ॥६५॥

અર્થ—તીવ્ર મિથ્યાત્વ, જીવને જેવો મહાન્ દોષ (દુઃખ) કરે છે તેવો દોષ (દુઃખ) અગ્નિ વિષ અને કાળો સર્પ પણ કરતો નથી. (૬૫)

એક મિથ્યાત્વ જતે બીજું સર્વ નિષ્ફળ છે તે કહે છે.

फट्ठ करेसि अप्प, दमेसि अत्थ चयसि धम्मत्थ ।
इक्क न चयसि मिच्छत्त-विसलव जेण बुड्डिहिसि ॥

અર્થ—હે જીવ તું કષ્ટથી કષ્ટ કરે છે આત્માને (મનને) દમે છે અને ધર્મને અર્થે દ્રવ્યને પણ ખર્ચે છે છતાં ઝેરના બિંદુ જેવા એક મિથ્યાત્વને તજતો નથી તેથી સંસાર સમુદ્રમાં બૂડીશ. (૬૬)

હવે યતનાની પ્રધાનતા વર્ણવે છે

जयणा य धम्मजणणी, जयणा धम्मस्स
पालणी चेव ।
तववुड्ढिकरी जयणा, एगतसुहावहा जयणा ॥६७॥

અર્થ—જયણાથી ધર્મ પ્રગટે છે માટે તે ધર્મની માતા છે જયણાથી ધર્મની રક્ષા થાય છે માટે તે ધર્મનું પાલન કરનારી છે. જયણાથી ધર્મ વધે છે માટે તે તપની વૃદ્ધિ કરનારી છે અને એકાંત સુખને આપનારી પણ જયણા છે અર્થાત્ જયણાથી બધાં સુખો પ્રગટે છે. (૬૭)

હવે કષાયની દુષ્ટતા કહે છે

जं अज्जिअं चरित्तं, देसूणाए वि पुव्वकोडीए ।
तं पि हु कसायमित्तो, हारेइ नरो मुहुत्तेण ॥६८॥

અર્થ—દેશે ઉણા પૂર્વક્રોડ વર્ષો સુધી પણ કષ્ટ કરીને જે ચારિત્ર ગુણ ઉપાર્જન કર્યો હોય, તેને માત્ર એક મુહૂર્તમાં કષાયને વશ થયેલો મનુષ્ય એક સાથે હારી જાય છે (૬૮)

હવે ચારે કષાયની દુષ્ટતાનું વર્ણન કરે છે

कोहो पीइं पणासेई, माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ लोहो सव्वविणासणो ॥६९॥

અર્થ—ક્રોધ પ્રીતિનો (સ્નેહનો) નાશ કરે છે માન વિનયનો નાશ કરે છે માયા મિત્રોનો નાશ કરે છે અને લોભ સર્વનો વિનાશ કરે છે (૬૯)

હવે ક્ષમાનું સ્વરૂપ કહે છે

खंमी सुहाण मूल, मूल धम्मस्स उत्तमा खंती ।
हरइ महाविज्जा इव खंती दुरियाइं सव्वाइं ॥७०॥

અર્થ—ક્ષમા સુખોનું મૂળ છે ધર્મનું મૂળ પણ ઉત્તમ

जइ चउदसपुव्वधरो, वसई निगोएसुऽणंतयं कालं ।
निद्दापमायवसओ, ता होहिसि कह तुम जीव ! ॥७४

અર્થ—જે એક નિદ્રારૂપ પ્રમાદના વશથી ચૌદ પૂર્વધર જેવા પણ નિગોદને વિષે અનંતો કાળ રહે છે, તો હે જીવ! તારૂં શું થશે ! અર્થાત્ તું જો પ્રમાદને વશ પડ્યો તો સંસારથી છૂટી શકીશ નહિ. (૭૪)

જ્ઞાન અને ક્રિયાની સાપેક્ષતા જણાવે છે.

हयं नाणं कियाहीणं, हया अन्नाणओ किया ।
पासंतो पंगुलो दड्ढो, धावमाणो अ अंधओ ॥७५॥

संजोगसिद्धिइ फलं वयंति, न हु एगचक्केण रहो पयाई ।
अंधो य पंगू य वणे समिच्चा, ते संप(णट्ठा)उत्ता नगरं पविट्ठा ॥७६॥

અર્થ—ક્રિયાહીન જે જ્ઞાન છે તે નિષ્ફળ છે અને અજ્ઞાનપણાથી કરેલી ક્રિયા પણ નિષ્ફળ છે અર્થાત્ જ્ઞાનવડે શુભાશુભ કૃત્યાકૃત્ય જાણે ખરો છે પરંતુ જો શુભ ક્રિયા કરતો નથી અથવા ક્રિયા કરવા છતાં તેનું સ્વરૂપ સમજતો નથી તો તેથી કાર્ય પણ સિદ્ધિ થતી નથી. જેથી દૃષ્ટાંત કહે છે કે વનમાં દાવાનળ દેખવા છતાં પાંગળો નહિ ચાલવાથી બળ્યો, અને દોડવા છતાં આંધળો નહિ દેખવાથી બળ્યો. (૭૫)

दसण वय सामाइय, पोसह पडिमा अबम सचित्ते।
आरंभ पेस उद्दिट्ठ–वज्जए समणभूए अ ॥७९॥

અર્થ —૧ સમક્તિપ્રતિમા, ૨ વ્રતપ્રતિમા, ૩ સામાયિકપ્રતિમા, ૪ પૌષધપ્રતિમા, ૫ કાયોત્સર્ગપ્રતિમા ૬ અબ્રહ્મવર્જનપ્રતિમા, ૭ સચિત્તવર્જનપ્રતિમા, ૮ આરંભવર્જનપ્રતિમા, ૯ પ્રેષ્યવર્જનપ્રતિમા, ૧ ઉદ્દિષ્ટવર્જનપ્રતિમા અને ૧૧ શ્રમણભૂત પ્રતિમા એમ ઉત્તમ શ્રાવકને એ અગિયાર પડિમાઓ (અભિગ્રહો) કહેલ છે (૭૯)

શ્રાવક કોને કહેવાય ? તે કહે છે

सपत्तदसणाई, पईदियहं जइजणाओ निसुणेई।
सामायारिं परमं जो खलु त सावगं विंति ॥८०॥

અર્થ:—પામ્યું છે સમકિત વગેરે જેણે એવો, આગળ સપૂર્ણ કહ્યું છે ઉપર જણાવી તે સમકિત વગેરે પ્રતિમાઓ જેને એવો, તથા પ્રતિદિવસ મુનિઓની પાસે શ્રેષ્ઠ એવું સદાચારનું સ્વરૂપ જે સાંભળતો હોય, સમજતો હોય, નિશ્ચે તે પુરુષને ભગવત શ્રાવક કહે છે (૮ )

હવે ચારિત્ર વગરનું જ્ઞાન ભારરૂપ છે તે કહે છે

जहा खरो चंदणभारवाही भारस्सभागी नं हु चंदणस्स।
एव खु नाणी चरणेण हीणो, भारस्सभागी न हु सुग्गईए ॥८१॥

હવે સમૂર્છિમ જીવો કેટલા હોય ? તે કહે છે.

इत्थीण जोणिमज्झे, गब्भगयाइ हवंति जे जीवा।
उप्पज्जंति चयंति य, समुच्छिमा असंखया भणिया॥

અર્થ—સ્ત્રીની યોનિને વિષે ગર્ભાશયમાં જે સમૂર્છિમ જીવો હોય છે તે (અંતર્મુહૂર્તમાં) અસંખ્યાતા ઉપજે છે અને મરે છે. (૮૫)

હવે આ મૈથુનથી થતી જીવહિંસા જિનેશ્વર દેવોએ કહેલી છે, એમ બતાવે છે

मेहुणसन्नारूढो, नवलक्ख हणेइ सुहुमजीवाण।
तित्थयरेण भणिय, सद्दहियव्व पयत्तेण ॥८६॥

અર્થ—મૈથુનસંજ્ઞાને વિષે આરૂઢ થયેલો મનુષ્ય નવલાખ સૂક્ષ્મ જીવોને (મનુષ્યોને) હણે છે એ પ્રમાણે શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તે શ્રદ્ધાથી માન્ય કરવું (૮૬)

નોટ—શાસ્ત્રમાં કહેલું છે કે—એક જ વખતના મૈથુન સેવનથી સ્ત્રીની યોનિમાં નવલાખ ગર્ભજ અને અસંખ્યાતા સમૂર્છિમ મનુષ્યો તથા લાખો બેઈન્દ્રિય જીવો ઉપજે છે, તેમાંથી એક વા બે ગર્ભજ મનુષ્યો ગર્ભ રૂપે કોઈ વખત જ જીવતા રહી જન્મ થઈ શકે છે બાકીના બધા ગર્ભજ—સમૂર્છિમ મનુષ્યો તથા બેઈન્દ્રિય જીવોનો નાશ થાય છે

એ વાત મ રે થી [illegible] સૂત્રની સાખી આપે છે

असंखया थीनरमेहुणाओ, मुच्छंति पंचिंदिय
माणुसाओ।

जे लिंबपत्तमित्ता, वाऊकाए हवंति उ जीवा।
ते मत्थयलिक्खमित्ता, जम्बूदीवे न मायंति॥९७

અર્થ:—લીલા આમળાના પ્રમાણ જેટલા પૃથ્વીકાયના સમુહમાં જે જીવો રહેલા છે તે દરેકનું શરીર પારેવા જેવડું થાય તો તે આખા જબુદ્વીપમાં સમાય નહી (૯૪)

શ્રી જીનેશ્વરોએ પાણીના એક બિંદુમાં જે જીવો કહ્યા છે તે દરેક ને સરસવ જેવડા શરીરવાળા હોય તો જબુદ્વીપમાં સમાય નહી (૯૫)

બટીના તાંદળા (તંદુલ)ના એક દાણા જેવડા અગ્નિ (તણખા)માં જે અસંખ્ય જીવો હોય તે દરેક ને ખસખસ જેવડા શરીરવાળા થાય તો જબુદ્વીપમાં સમાય નહી (૯૬)

લીમડાનું એક પાંદડુ જેટલી જગ્યા રોકે તેટલી જગ્યામાં જે વાયુકાય જીવો હોય તે દરેક માથાની લીખ જેવડા શરીરવાળા થાય તો જબુદ્વીપમાં સમાય નહી (૯૭)

હવે શિથિલાચારિઓની સાથે રહેલો ઉત્તમ સાધુ પણ અવંદનીય છે તે જણાવે છે

असुइट्ठाणे पडिआ, चंपकमाला न कीरइ सीसे।
पासत्थाई ठाणेसु, वट्टमाणो तह अपुज्जो ॥९८॥

અર્થ:—અપવિત્ર જગ્યામાં પડેલી ચંપાના પુષ્પોની માળા પણ જેમ મસ્તકે ધારવા યોગ્ય નથી, તેમ પાસથ્થાદિ કુશીલીઆઓની નિશ્રામાં વર્તતો—રહેતો એવો ઉત્તમ મુનિ પણ અપૂજ્ય છે—પૂજવા યોગ્ય નથી. (૯૮)

હવે જ્ઞાનીની આત્મશુદ્ધિ વધુ થાય છે, તે કહે છે.

छट्ठट्ठमदसमदुवालसेहिं, मासद्धमासखमणेहिं ।
इत्तो उ अणेगगुणा, सोही जिमियस्स नाणिस्स ॥९९॥
ज अन्नाणी कम्म, खवेइ बहुआहि वासकोडीहिं ।
तन्नाणी तिहि गुत्तो, खवेइ उस्सासमित्तेण ॥१००॥

અર્થ—છઠ્ઠ, અઠ્ઠમ, ચાર ઉપવાસ, પાંચ ઉપવાસ, પંદર ઉપવાસ અને માસખમણ જેવા (આકરા) તપ કરવાથી (અજ્ઞાનીને) જે નિર્જરા—આત્મશુદ્ધિ થાય છે તેથી અનેક ગણી નિર્જરા (શુદ્ધિ, વિના ઉપવાસે) જમવા છતાં જ્ઞાની કરી શકે છે (૯૯)

કરોડો વર્ષોમાં અજ્ઞાની જેટલાં કર્મોને ખપાવે છે, તેટલાં કર્મોને મન-વચન અને કાયાને વશ કરી ત્રણ ગુપ્તિને પાળનારો જ્ઞાની માત્ર એક શ્વાસોશ્વાસમાં ખપાવે છે (૧૦૦)

હવે દેવદ્રવ્યની મહત્તા અને તેની રક્ષા વગેરેનું ફળ કહે છે

जिणपवयणवुड्ढिकर, पभावग नाणदसणगुणाण ।
रक्खतो जिणदव्व, तित्थयरत्त लहइ जीवो ॥१०१॥
जिणपवयणवुड्ढिकर, पभावग नाणदसणगुणाण ।
भक्खतो जिणदव्व, अणतससारिओ होई ॥१०२॥
भक्खेइ जो उवेक्खेइ, जिणदव्व तु सावओ ।
पन्नाहीणो भवे जीवो, लिप्पइ पावकम्मुणा ॥१०३॥

અર્થ:—દેવદ્રવ્યથી પ્રતિમાઓ–મંદિરો બનાવી શકાય, તેની સંભાળ–મહાપૂજા–સત્કાર વગેરે કરી શકાય, ત્યાં આવનાર સાધુઓનો ઉપદેશ સાંભળી શકાય અને બીજા પણ અનેક પ્રકારની શાસનની ઉન્નતિ થાય, એવા જ્ઞાન–દર્શન અને ચારિત્ર રૂપ ગુણોની પ્રભાવના કરનારા દેવદ્રવ્યનું રક્ષણ કરનારો જીવ તીર્થંકરપણું પામે છે ભવિષ્યમાં તીર્થંકર થાય છે (૧ ૧)

ઉપર જણાવ્યું તેમ જૈન શાસનની વૃદ્ધિ કરનારા અને જ્ઞાનાદિ ગુણોની પ્રભાવના કરનારા એવા દેવદ્રવ્યનું ભક્ષણ કરનારો જીવ અનંતસંસારી થાય છે અનંતકાળ સંસારમાં દુઃખોથી પીડાય છે (૧ ૨)

જે શ્રાવક ઉપર જણાવ્યું તેવા ઉપકારી દેવદ્રવ્યનું ભક્ષણ કરે, અથવા તેનો નાશ થતો હોય ત્યારે ઉપેક્ષા કરે, તો તે જીવ પ્રજ્ઞા (બુદ્ધિ)હીન થાય અને પાપકર્મોથી લેપાય, ઘણા દુષ્ટ કર્મોને બાંધે (૧ ૩)

હવે ચાર મોટાં પાપો અને તેનું ફળ કહે છે

चेइअदव्वविणासे, इसिघाए पवयणस्सउड्डाहे ।
संजइचउत्थभंगे, मूलग्गी बोहिलाभस्स ॥१०४॥

અર્થ —ઉપર કહ્યું તે દેવદ્રવ્યનો વિનાશ કરવાથી મુનિનો ઘાત કરવાથી, જૈન શાસનનો–પ્રવચનનો ઉડ્ડાહ (અપકીર્તિ) કરવાથી અને સાધ્વીના ચતુર્થ વ્રતનો (બ્રહ્મચર્યનો) ભંગ કરવાથી તે જીવને સમકિતના લાભ(રૂપ વૃક્ષ)ના મૂળમાં અગ્નિ મુકાય છે. (૧ ૪)

શ્રી જિનેશ્વરની પૂજા કરવાની ભાવનાથી પણ મોટો લાભ છે.

सुव्वइ दुग्गयनारी, जगगुरुणो सिंदुवारकुसुमेहिं ।
पूआपणिहाणेण, उप्पन्ना तियसलोगम्मि ॥१०५॥

અર્થ—એમ સંભળાય છે કે દરિદ્રી એવી એક સ્ત્રી સિંદુવારના (નગોડના) પુષ્પોવડે પ્રભુની પૂજા કરવાના પ્રણિધાનથી એકાગ્રતાથી (પણ) દેવલોકને વિષે ઉત્પન્ન થઈ (૧૦૫)

હવે જિનપૂજાના આઠ પ્રકારો કહે છે.

वरगंधपुप्फअक्खय–पईवफलधूवनीरपत्तेहिं ।
नेविज्जविहाणेण य, जिणपूआ अट्ठहा भणिया ॥१०६॥

અર્થ—૧ શ્રેષ્ઠ સુગંધિમાન (વાસ-કસ્તુરી વગેરે) ચૂર્ણ, ૨. સુગંધવાળા ઉત્તમ જાતિના પુષ્પો, ૩ ઉત્તમ જાતિના અક્ષત, ૪ તાજા ઘીનો દીપક ૫. શ્રેષ્ઠ તાજા ફળો, ૬ કર્પૂરાદિ ઉત્તમ ધૂપ, ૭ જળથી ભરેલાં પાત્રો (જળ ભરેલો કુંભ) અને ૮ શ્રેષ્ઠ નૈવેદ્ય, એમ આઠ પ્રકારથી શ્રી જિનપૂજા કહેલી છે (આ સિવાય પણ પંચ પ્રકારી એકવીસ પ્રકારી, સત્તર પ્રકારી વગેરે ઘણી રીતે પૂજાના પ્રકારો કહેલા છે (૧૦૬)

શ્રી જિનપૂજાનું ફળ કહે છે

उवसमइ दुरियवग्गं, हरइ दुहं कुणइ सयलसुक्खाइं ।
चिंताईयंपि फलं, साहइ पूआ जिणिंदाणं ॥१०७॥

અર્થ—શ્રી જિનેશ્વરની પૂજા, પૂજા કરનારના પાપના

